ને

# સાદર ભેટ

## પોતાની ૭૧ મી જન્મતિથિએ

ધનતેરસ, ૧૯૯૯
તેજપાળ રોડ,
શાન્તિકુંજ
વીલેપાર્લે

મોહનલાલ દયાળ

# મારૂં જીવનચરિત્ર

: લેખક અને પ્રકાશક :

**મોહનલાલ દયાળ**

શાન્તિકુંજ–વીલેપાર્લે.

: મુદ્રક :

**આર. આર. બખલે,**

મુંબઈ વૈભવ પ્રેસ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ–મુંબઈ

# નિવેદન



આ મારૂં જીવનચરિત્ર લખ્યું છે તે મારી મોટાઈ બતાવવા કે એમાં કાંઈ નવું છે એમ ધારીને નથી લખ્યું, પણ મારા જેવા સાધારણ માણસની નીતિવાળા ઉદ્યોગને માર્ગે ચાલતાં, ઈશ્વરકૃપાથી જે ઉન્નતિ થઈ અને જે અનુભવ મળ્યો તે બીજા ઘણાને દાખલો લેવામાં ઉપયોગી થશે એવું જણાવાથી તથા કેટલાક ડાહ્યા માણસોએ કહેવાથી લખ્યું છે. આ વાંચીને કોઈ પણ વાંચનાર કાંઈક શીખશે તો મારી મહેનત સફળ થશે.

આ ચરિત્ર લખવાના તથા તેને છપાવવાના કામમાં મદદ કરવા માટે તથા પ્રસ્તાવના લખી આપવા માટે હું મારા મિત્ર દુર્ગાશંકર કે. શાસ્ત્રીનો ઉપકાર માનું છું.

શાન્તિકુંજ—વીલેપાર્લે.
તા. ૧-૯-૪૩

મોહનલાલ દયાળ

# પ્રસ્તાવના

મારા સ્નેહી શ્રી. મોહનલાલ દયાળે એના પોતાના જીવનનાં આ સ્મરણો પોતાની સહજ ઇચ્છાથી લખ્યાં છે. અલબત્ત એકવાર એમણે લખવા માંડ્યા પછી જેમ તેણે પોતે સુધારા અને ઉમેરા વારંવાર કર્યા છે તેમ મેંય એક મિત્ર તરીકે લખાતું જાય તેમ તેમ વાંચીને સૂચનાઓ, પ્રોત્સાહન વગેરેથી આ લખાણને હાલના રૂપમાં તૈયાર કરવામાં થોડો ભાગ લીધો છે.

મેં આવો સક્રિય રસ આ સ્મરણોમાં શા માટે લીધો એટલું જ મારે અહીં કહેવાનું છે. અને તે ટૂંકામાં કહીશ. આ સ્મરણોમાં લખ્યું છે તેમ શ્રી. મોહનલાલ ગુજરાતી ચાર પાંચ ચોપડી ભણ્યા છે. અંગ્રેજી સામું તો જોયું જ નથી અને સંસ્કૃત ભણવાની શરૂઆત, ભાગીને કાશી ગયેલા ત્યારે કરેલી પણ તે પ્રવૃત્તિ આરંભમાં જ અટકી. આટલી એમની ભણતરની મૂડી. ફીના છ આના જેટલા પૈસા ન હોવાથી ભણતર છોડવું પડ્યું એટલાં માબાપ ગરીબ. પછી આર્થિક મૂડીની વાતજ ક્યાં રહી? ધંધાની શરૂઆત પણ નાની ઉમ્મરે જ્યારે પોતાને સારૂં શીવવાનું કામ હજી નહોતું આવડતું ત્યારે માસિક ચારથી પાંચ રૂપિયાના પગારથી ઓળખીતાને ત્યાં નોકરીથી કરેલી અને તેટલું પણ આ મામાના છોકરાને શીખવવાની ફરજ એમ જાણીને નોકરીએ રાખનારે કરી આપેલું. લગ્ન અત્યંત બાળવયમાં દોઢ વર્ષની ઉમ્મરે પોતાથી દોઢ વર્ષે મોટી છોકરી સાથે થયેલાં. જીવનના આરંભની આવી પ્રતિકૂલ સ્થિતિમાંથી શ્રી. મોહનભાઈએ આટલી બધી ઉન્નતિ – કેવળ આર્થિક અથવા ઔદ્યોગિક ઉન્નતિ જ નહિ પણ સમજણ, ઉદારતા, મોટાઈ અને સ્વચ્છતા જેવા મનના મોટા ગુણોની બાબતમાં જે ઉન્નતિ પ્રાપ્ત કરી તેનું કારણ શું? એ પ્રશ્ન સ્વાભાવિક છે. આ સ્મરણો વાંચનાર વિચારનારને જવાબ મળી રહેશે, પણ મારો જવાબ અહીં ટુંકામાં આપું છું વાંચનારને દિગ્દર્શક થશે એવી આશાથી.

પહેલું તો શ્રી. મોહનલાલભાઈનાં માબાપ ગરીબ પણ ધાર્મિક તથા નીતિમાન. કોઇનું ન લેવાની માતાએ બાલ્યકાળમાં આપેલી શિખા-

મણ એમણે નોંધી છે. પિતાએ પોતાના મરણનો સમય ચૌદ દિવસ આગળથી કહેલો. સત્સંગના સંસ્કારનો પણ માબાપ પાસેથી વારસો એમને મળ્યો છે. મરવાની છેલ્લી ઘડીએ મા ભજન બોલેલાં 'રાધેકૃષ્ણ વિના બીજું બોલમાં' વગેરે જે એ પુત્ર હજી યાદ કરે છે. મુંબઈમાં સ્વતંત્ર રહેવા માંડ્યા પછી એ ભાઇઓ, સાધુઓ વગેરેનો સત્સંગ રાખતા. એ વખતના અતિ પ્રખ્યાત જયકૃષ્ણ મહારાજની વેદાંતની કથા સાંભળવા જતા. તથા સાધુઓની સેવા કરતા. કાંઈક વૈરાગ્યવૃત્તિ વારસામાં મળી હશે તે સત્સંગથી દૃઢ થઈ, અને વચલા શ્રી. ડાહ્યાભાઈએ તો સાધુનોજ માર્ગ આજીવન રાખ્યો; નાનપણમાં પરણેલા અને માના અતિ આગ્રહથી સંન્યાસી થવાનું માંડી વાળ્યું પણ એક પુત્ર થયા પછી બ્રહ્મચર્ય સાથે વૈરાગ્યવાળું સંન્યાસી જેવું વેદાંતના શ્રવણ–મનન–નિદિધ્યાસનમાં આખું જીવન ગાળી નાખ્યું. સંન્યાસીઓ સાથે વર્ષો સુધી વસતા આ ગૃહસ્થને તેઓ ધોળા કપડાના સાધુ કહે છે. મોટા ભાઈ–મોહનભાઈ એટલે સુધી ન ગયા. થોડા દિવસ કાશી રહીનેજ પાછા આવ્યા પણ સાધુતાના સંસ્કાર તો એમનામાં ય જોઈ શકાય છે. એમની જ્ઞાતિમાં માંસ ભક્ષણની છૂટ છે. પણ એમણે બે ચાર કુટુંબો સાથે જુવાન ઉમ્મરે એ છોડી દીધું તે હવે સહજ થઇ ગયું છે. એ ખોરાક લેનાર કુટુંબમાંથી આવેલી વહુઓ પણ હવે એને ભૂલી ગઇ છે અને સૂગાય છે.

(૨) ઉંચા સંસ્કારો સાથે મુંબઇમાં આવ્યા પછી મોહનલાલ ભાઇએ અતિશય ઉદ્યોગી પણ એક માર્ગી, ખોટે રસ્તે ન ચડેલું, વ્યસન વગરનું જીવન ગાળ્યું. ગડબડની કાંઈ ખબર જ નહિ એથી એમનું નીચા માર્ગ તરફ જવામાંથી રક્ષણ થયું અને સત્સંગે ઉંચા માર્ગ તરફ લીધા.

(૩) એમના ધંધામાં એમને પૈસાદાર પણ કેળવાયેલાં અને શોખીન પારસી તથા હિંદુ કુટુંબોનો પરિચય થયો. આ પરિચયથી એમની રહેણી કરણી પણ કેળવાઇ ગઈ. અને સ્વચ્છતા, આધુનિક રીત-રિવાજો તથા સાધનોનો ઉપયોગ કરવાની આદત વગેરે તરફ વલણ થયું.

(૪) ઉપર કહેલાં ઘરાકોની રહેણી કરણી જોઈને જ એમના ચિત્તમાં મહત્ત્વાકાંક્ષા જાગી. પોતે કહે જ છે કે વધારે પૈસા લેવાની

ઘરાકોની ફરિયાદના જવાબમાં પોતે કહેતા કે "મારે યે તમારી પેઠે પૈસાદાર થવું છે." આ **મહત્ત્વાકાંક્ષા** સ્પષ્ટ છે. અને એ પૂરી કરવા માટે સારા પૈસા લઇને પણ સારૂં કામ કરવું એ રસ્તો પસંદ કર્યો. ઘરાકનાં કપડાં ન બગડે માટે કેવી સ્થિતિમાં કપાટ ખરીદ્યું એ દાખલો જોવા જેવો છે. એના પિતાને એની આવશ્યકતા નહોતી સમજાઇ એ પણ પુત્રની દીર્ઘદૃષ્ટિનું સૂચક છે. અને આ મહત્ત્વાકાંક્ષા તથા કેળવાયેલાં ઘરાકોના પરિચયમાંથી કેળવણીની મહુત્તા સમજાવાથી આ જાતે અલ્પ-શિક્ષિત સજ્જને પોતાના પુત્રોની કેળવણી પાછળ ખૂબ મહેનત લીધી છે. પુત્રોને વિલાયત મોકલ્યા, એ પણ ધંધાની કેળવણીના હેતુથી. અને પરિણામે ધંધો વધારેને વધારે ખીલતો ગયો. પછી પુત્રોએ તદ્દન નવો પિતાને અજ્ઞાત ઉદ્યોગ ઉભો કરવાનું સાહસ કરવા ધાર્યું. ત્યારે આ અતિ સમજુ પિતાએ ટેકો જ આપ્યો. અને આજે એ ઉદ્યોગે કુટુંબની ભારે આર્થિક ઉન્નતિ કરી છે.

અહીં સુધી ઉદ્યોગશીલતા આદિ એમના ગુણોની વાત કરી. એ ગુણો તથા પોતેજ પોતાના ભાઇઓ સાથે રાખેલી સ્નેહમય સંપવૃત્તિ પુત્રોમાં પણ વારસામાં ઉતરી છે. એમ બન્યું એને સદ્‌ભાગ્ય કે ઈશ્વર-કૃપા જ કહેવી જોઇએ. પુત્રોને તથા પુત્રવધૂઓને પણ સંપથી રહેતાં જોઈને શ્રી. મોહનભાઈ એને ઈશ્વરકૃપાજ ગણે છે તથા પોતે આર્થિક ઉન્નતિ કરતાં પણ આ સંપવાળી ઉંચી વૃત્તિ કુટુંબમાં જોઇને પોતાની વૃદ્ધાવસ્થામાં અત્યંત સંતોષ અને શાંતિ અનુભવે છે. પૈસો તો વારસોને આપી શકાય પણ પોતાને ગમતા ગુણો વારસોમાં ઉતરેલા જોઇને મનને જે પ્રસન્નતા થાય તે અદ્‌ભુત છે. એમના ચિત્તમાં મને એ દેખાય છે.

એક બીજો સંતોષ પણ તેઓ અનુભવે છે તે એ છે કે પોતે જીવનના આરંભથી ગરીબસ્થિતિ હતી ત્યારથી આજ સુધી પ્રસંગે સાંકડી વૃત્તિનું નહિ પણ યથા શક્તિ ઉદારતાનું, કુટુંબ, જ્ઞાતિજનો તથા પરિ-ચયમાં આવનાર સર્વ સાથે વર્તન રાખ્યું છે. ઘણાને ઘણી જાતની મદદ કરી છે. કેટલાકો એ મદદથી પોતાની સારી ઉન્નતિ કરી શક્યા છે એ યાદ કરીને શ્રી. મોહનભાઈ ઘણો સંતોષ અનુભવે છે.

છેવટ એક જ વાત કહેવાની રહે છે. પોતાનાં આ સ્મરણો લખવાની પ્રવૃત્તિ એમણે શા માટે કરી? લેખક તરીકે ખ્યાતિ મેળવવાની તો એમને વાસના છેજ નહિ, એવી શકિત નથી એ પણ પોતે જાણે છે. પણ પોતાનો દાખલો જોઈને પોતાનાં કુટુંબનાં તથા જ્ઞાતિનાં ભવિષ્યનાં બાળકો કાંઈક સાર ગ્રહણ કરે, ધંધા માટે નિરાશ ન થતાં પ્રયત્ન કરવા તરફ વળે, ઉદ્યોગ, સત્સંગ, સંપ, વગેરેનો આશ્રય લઈ સાચી ઉન્નતિના માર્ગનું અનુસરણ કરવા પ્રેરાય એવું પોતાના અનુભવમાં કાંઈક છે એમ લાગવાથી તથા સમજુ માણસોએ કહેવાથી એમણે આ લખ્યું છે અને ઉપદેશ લેવા ઇચ્છનારને આ ચરિત્રમાંથી ઉપદેશ મળશે એવી મને આશા છે.

વીલેપાર્લે　　　　દુર્ગાશંકર કે. શાસ્ત્રી

# મારૂં જીવન ચરિત્ર

જીલ્લા સુરત. તાલુકા પારડીમાં મારો જન્મ સંવત્ ૧૯૨૯ માં આસો વદ ૧૩ ને દિવસે થયો હતો. મારા પિતાશ્રી દયાળ ભુલા અને મારાં માતુશ્રી રતનબાઈ. અમે ન્યાતે ક્ષત્રિય પણ ક્ષત્રિય શબ્દ અપભ્રંશ થવાથી ખત્રી કહેવાયા.

આજથી પાંત્રીસ વરસ પહેલાં એટલે મારી પાંત્રીસ વર્ષની ઉંમરે જ્યારે અમે મુંબઈમાં હોળી ચકલામાં રહેતા હતા ત્યારે અમારી ન્યાતના બારોટ જેઠાભાઈ આવેલા, તેઓના ચોપડા જોતાં અમે રજપુત છીએ એમ અમને ખબર પડી. તે એવી રીતે કે અમારા વડવાઓ સમરગઢથી ગાગરાનગઢ, ત્યાંથી સોનગઢ, ત્યાંથી ચાંપાનેર, ત્યાંથી પાટણ, ત્યાંથી ગણદેવી અને ત્યાંથી પારડી આવ્યા.

હવે ગોત્રની વિગત—અટક સંખવાળી ચૌહાણ, ગોત્ર વચ્છસ પંચપર્વ યજુર્વેદ માધ્યંદિની શાખા, ગોત્રદેવી ચામુંડા આશાપુરી વડીલોનાં નામ તથા પરિવારની વિગત:—

## નારણભાઈના પરિવારની વીગત

પદમાભાઈ.

પદમાભાઈના પરિવારની વીગત.

લાલભાઈ ઉર્ફે નાગરભાઈ.

નાગરભાઈના પરિવારની વીગત.

સન્તાન પાંચ.

વીરજીભાઈ, વસરામભાઈ, પરસોતમભાઈ, પુંજાભાઈ ને દીકરી કુંવરબાઈ. તેમાં વીરજીભાઈ તથા વસરામભાઈ અને પરસોતમભાઈનો કાંઈ પણ વિસ્તાર નથી.

બાકી પુંજાભાઈના વિસ્તારની વીગત.

સન્તાન ત્રણ, ભુલાભાઈ, નારણભાઈ અને દીકરી ભાણીબા.

ભુલાભાઈના વિસ્તારની વીગત.

મોરારભાઈ, દયાળભાઈ ને લક્ષ્મીબાઈ.

નારણભાઈના વિસ્તારની વીગત.

ઊકાભાઈ તથા રઘાભાઈ.

ઊકાભાઈના વિસ્તારની વીગત.

ડાઈબેન, દુર્લભભાઈ તથા મંછારામ તેમાં કોઈનો વિસ્તાર નથી.

રઘાભાઈના વિસ્તારની વીગત.

માનીબેન, લાડુબેન, નાનીબેન અને કાસીબેન એ ચાર દીકરીઓ એટલે રઘાભાઈનો વિસ્તાર આગળ નથી. રઘાભાઈનો વિસ્તાર બંધ થયો. પણ ઊકાભાઈના વિસ્તારમાં મંછારામ છે. તે હાલમાં અમદાવાદમાં છે, તેમને કાંઈ વિસ્તાર નથી પણ રઘાભાઈની દીકરી માનીબેન તે હજુ ચીખલીમાં હૈયાત છે. મોરારભાઈને કાંઈ સંતાન નથી.

## હવે દયાળભાઈના પરિવારની વીગત

| મોહનલાલનો વિસ્તાર | ડાહ્યાભાઇનો વિસ્તાર | પ્રાણજીવનભાઇનો વિસ્તાર |
|---|---|---|
| માણેકલાલભાઈ | જગજીવનભાઈ | ચીમનલાલ |
| પીતાંબરભાઈ | જગજીવનભાઇનો વિસ્તાર | ઠાકોરભાઈ |
| નરોત્તમભાઈ | અમૃતગૌરી | સવીતાબેન ( તે સુરત પરણ્યા પછી ગુજરી ગયાં ) |
| કાંતીલાલભાઈ | સંકૂરભાઈ | |
| જયંતીલાલભાઈ | ઠાકોરભાઈ | કંચનબેન |
| | નવનીતભાઈ | ચંપકલાલ |
| | હસમુખબેન | |
| | ચેતનગવરી | |

| ચીમનભાઈનો વિસ્તાર | નંદીબેનનો વિસ્તાર |
|---|---|
| નલીનભાઈ | મગનલાલ |
| ભાનુમતીબેન | અંબાબેન |
| ધીરજલાલભાઈ | મંછાબેન |
| | ભીખીબેન |

માણેકલાલભાઈનો વિસ્તાર.

લીલીબેન તથા રેખાબેન તથા સ્વ. લલીતાબેન તે એક દસ વરસનો છોકરો તથા એક છ વર્ષની છોકરી મુકી ગુજરી ગયાં.

પીતાંબરભાઈનો વિસ્તાર.

બ્હેન મધુરી.

નરોતમભાઈનો વિસ્તાર.

વસંતબ્હેન તથા જીતેન્દ્રભાઈ.

કાન્તીલાલભાઈનો વિસ્તાર.

તારાબ્હેન તથા વિજયભાઈ.

જયંતીલાલભાઈનો વિસ્તાર.

કોકિલાબ્હેન, મધુકરભાઈ, રમેશભાઈ તથા મીનાક્ષીબ્હેન.

અમે અમારા માબાપને સાત ફરજંદ હતાં. તેમાં હાલમાં ત્રણ ભાઈ તથા એક બહેન હૈયાત છીએ તેમજ આગળ લખેલો અમારો પરિવાર હૈયાત છે.

# મારૂં બાળપણ

મારા જન્મ વખતે મારા માબાપની સ્થિતિ ઘણી જ ગરીબ હતી.

મારાં માતુશ્રીનું પીયર ગણુદેવી હતું. મારૂં નામ મોહનલાલ, મારા બીજા ભાઈનું નામ ડાહ્યાભાઈ અને ત્રીજા ભાઈનું નામ પ્રાણજીવનદાસ અને મારાં મોટા બહેનનું નામ નંદીબહેન તેઓ મારાથી સાત વર્ષે મોટાં છે.

મારૂં જન્મ નામ રાશી પ્રમાણે પુરૂષોતમ હતું પણ મ્હારાં માતુશ્રીને બાળકો જીવતાં ન હતાં તેથી અસલના રીવાજ મુજબ મને છીબામાં મુકી છીબાભાઈ નામ રાખેલું.

મારા પિતાશ્રીને એમનાં માતા સવા વર્ષનાં મુકી ગુજરી ગયાં હતાં. એટલે મારા મોટા બાપા અને ફોઈએ એમને ઊછેર્યા હતા. તે વખતે મારાં ફોઈ સાતથી આઠ વર્ષનાં હતાં. તેઓ વલસાડ પરણ્યાં હતાં. મારાં ફોઈ મારાં લગ્ન વખતે વલસાડથી લગ્નચીઠ્ઠી લખાવીને લાવેલાં અને મારા લગ્નની તૈયારી કરાવી. તેઓ તંબાકુ તથા ચણા, મમરા, સેવ, ભજીઆની દુકાનમાં સારૂં કમાયેલાં મારાં ફોઈ બહુ સાહસિક હતાં. તેમને ચાર દીકરા હતા.

અંબારામ વીઠ્ઠલ, ભગવાન વીઠ્ઠલ, મોરાર વીઠ્ઠલ અને કેસુર વીઠ્ઠલ, તે બધા જુવાનીમાં ગુજરી ગયા હતા. અને મારાં ફોઈ સો વર્ષે ગુજરેલાં. મારાં પિતાશ્રી ધંધાર્થે એક બેવાર વહાણમાં મુંબઈ આવ્યા હતા, કારણ કે તે વખતે આગગાડી નહોતી. આગગાડી થયા પછી પણ થોડો ટાઈમ મુંબઈ આવેલા. ડાહ્યાભાઈનો જન્મ પારડીમાં સંવત ૧૯૩૨ ના માગસર વદી ત્રીજ–વારસોમે. ડાહ્યાભાઈ મારાથી બે વર્ષે ન્હાના છે. તેઓ મારા પછી થોડે વરસે મુંબઈ આવ્યા. હુ અંબારામભાઈ પાસેથી છુટો થયો પછી તેઓ મોરાર વીઠલ સાથે અંબારામભાઈ પાસે સીવવાનો ધંધો શીખતા હતા. પછીથી કલ્યાણ મોતીની કું. માં નોકરીએ રહ્યા. મને કારીગરોની અગવડ પડતાં મેં તેમને મારી પાસે જ રાખી લીધા. તેઓ ચૌદેક વર્ષની ઉમ્મરથી વેદાન્તનાં પુસ્તકો વાંચતા અને મહાત્માઓ પાસે સાંભળતા વિચારતા. તેઓને સંતસમાગમનો શોખ હતો. અઢાર ઓગણીશ વર્ષની ઉમ્મરે તેઓ થોડો વખત સાધુ

 ૨૪૨૯૧

વૃત્તિમાં રહ્યા. તેઓ પંજાબમાં લુધીઆના જીલ્લાના કોઈ ગામમાં સાધુની જગ્યામાં રહ્યા હતા. એમનો વૈરાગ્ય તે વખતે એટલો તીવ્ર હતો કે અઢાર વર્ષની ઊમરે પગે ચાલી મુંબઈથી પંજાબ સુધી પહોંચ્યા. પંજાબમાં પણ તેમણે પોતાનો અભ્યાસ ચાલુ રાખેલો. ત્યાં આઠ નવ મહીના ગયા બાદ તેમને મરડાની બીમારી થઈ. તેમના એક સાધુ મિત્ર જેઓ મારૂં ઠેકાણું જાણુતા હતા, તેઓએ મને કાગળ લખ્યો. અને તરત હું પોતે જઈને તેમને સમજાવીને તેડી લાવ્યો. અહીં આવ્યા પછી પણ એમનો વિચાર સાધુ થઈ જવાનો હતો. પણ અમારાં માતુશ્રીએ કહ્યું કે અમારા જીવતાં તું ભગવાં પેરતો અમારો આત્મા અશાન્ત રહેશે. આ આગ્રહને વશ થઈ તેઓ અમારી સાથે રહ્યા. એમને ઘેર એક દીકરો થયા પછી તેમણે ભગવાં ન ધરતાં નિવૃત્તિ લીધી અને વાનપ્રસ્થ ધર્મ સ્વીકાર્યો. વધુ વખત તેઓ હરદ્વારમાં રહેતા ત્યાં કેટલોક વેદાન્તનો અભ્યાસ કર્યો. અને ઘણા મહાત્માઓનાં વચનામૃતનું પાન કર્યું. આજ તેઓ પણ એક મહાત્માની ગણત્રીમાં આવ્યા છે. એમણે પંચદશી, વિચાર સાગર વીગેરે કેટલાક વેદાન્તના ગ્રન્થો મહાત્માઓ પાસે વીચાર્યા છે. તે એટલી સારી રીતે વિચાર્યા છે કે બીજા સાધુઓને પણ બહુ સારી રીતે ભણાવતા. તેઓ એટલી ઝીણવટથી શીખવતા હતા કે ઘણાખરાઓ એમની જ પાસે શીખવા આવતા. તેઓ વ્યાકરણ ભણ્યા નહોતા. એમણે સંસ્કૃત પુસ્તકોનું ભાષાંતર સીખવામાં અને સીખવવામાં એટલી બધી મગજ મારી કરેલી છે કે તેથી એમનું મગજ એટલું નબળું પડી ગયું છે કે રાત્રે ઊંઘ પણ ઓછી આવે છે અને સીખવવામાં કે સમજાવવામાં કોઈ સાથે થોડો સમય વીતાવે તો બીલકુલ ઊંઘ ન આવે અને તબીયત બગડે. એટલે હવે કોઈને સીખવવાનું કે મગજમારી કરવાનું છોડી દીધું છે. તેઓએ પારડીમાં સત્સંગ મંડળ સ્થાપેલું છે તેમાં અત્યારે એકસોથી દોઢસો ભાવિક સેવકો છે. તે સર્વે સત્સમાગમમાં જીવન ગાળે છે.

## ડાહ્યાભાઈના એક શિષ્યે નીચેની હકીકત લખી છે.

"ડાહ્યાભાઈની આસરે પંદરેક વરસની વયે એમના પિતાશ્રીએ એક સાધુ સન્યાસી મહાત્માને બોલાવીને પુછયું કે — તમે કોઈ દવા સારી

જાણુતા હો, તો મને બતાવો. હું પોતે વૈદકનું કામ કરૂં છું. ત્યારે સાધુએ જવાબ આપ્યો કે હું દવા જાણુતો નથી, પણુ જો તમો પરમાત્માનું ભજન કરવા માટે મારી પાસે મંત્ર લેતા હો તો હું આપું ત્યારે પિતાશ્રીએ જવાબ આપ્યો કે હું પોતે સવારે એક બે માળા પ્રભુના નામની ફેરવું છું, પણુ તમો મારા છોકરાને મંત્ર આપો તો એ છોકરો તમારા મંત્રની માળા ફેરવશે. પછી સંન્યાસીએ મંત્ર આપ્યો. અને કહ્યું કે આ મંત્રની બને એટલી માળા ફેરવશો. તે માળાનો મંત્ર ત્રણુ અક્ષરનો જ આપ્યો. તે મંત્ર એ છે કે सोहंग. પછી સંન્યાસીએ સમજાવ્યું કે આ ત્રણુ અક્ષરમાં स કારથી શિવદેવ આવી જાય છે. ह કારથી હરિ જે વિષ્ણુ તે આવી જાય છે. અને ग કારથી ગણુપતી દેવ આવી જાય છે. માટે આ ત્રણુ અક્ષર વડે ત્રણુ દેવની સાથે ભક્તિ થશે. એમ સમજાવી મંત્ર આપ્યો હતો. આ મંત્રનું રટણુ નિરંતર ચાલુ હતું. ત્યાર પછી એમના પિતાશ્રીએ મુંબઈ દરજીનો ધંધો શીખવા માટે એમની ફોઈના દીકરા મોરાર પાસે મોકલ્યા. મોરાર પોતે ભક્ત હતા. તેમના સંગથી એઓ પણુ ભકત થયા. પછી એક પ્રસંગે એમની ફોઇના દીકરા મોરારે એમને પુછયું કે તમે ધ્યાનમાં બેસી કોનું રટણુ કરો છો? ત્યારે એમણે જવાબ આપ્યો કે સંન્યાસીએ મંત્ર આપ્યો છે કે જે મંત્રથી ત્રણુ દેવની સાથે ભક્તિ થઈ શકે છે. તે સાંભળી એમના ફોઈના દીકરાએ એમને એકાંતમાં લઈ જઈ એ મંત્રનું વાસ્તવિક સ્વરૂપ સમજાવ્યું કે એ મંત્ર અજપાજાપ અથવા અજપા ગાયત્રી કહેવાય છે. તેઓ એ સમજાવ્યું કે પ્રત્યેક શ્વાસોશ્વાસે सोहं सोहं શબ્દ સ્વતઃસિદ્ધ પોતાની મેળેજ ઊઠે છે. માટે નાસિકા પર દૃષ્ટિ રાખી શ્વાસોશ્વાસમાં વૃત્તિ સ્થિર કરી ધ્યાન પરાયણુ થાઓ. એ પ્રમાણે કરતાં કેટલોક વખત નીકળી ગયો. ત્યાર બાદ એમના ફોઈના દીકરા મુંબઈમાં પંડિત જયકૃષ્ણુ જીવણુરામની કથામાં જતા હતા. તેમની સાથે કોઈ કોઈ વખત પંડિત જયકૃષ્ણુની કથામાં એઓ પણુ જવા લાગ્યા. જયકૃષ્ણુ પંડિતજીને ત્યાં એક રામસ્નેહી સાધુ સીતારામ મહારાજ નામના આવતા હતા. તેઓની પાસે રામબાવાનું પંચીકરણુ વિચાર્યું તથા વિચારમાળા નામનું પુસ્તક પણુ વિચાર્યું. આ બે ગ્રંથના મનનથી એમને વૈરાગ્ય વૃત્તિનો ઉદય થયો અને આશરે ૧૮-૧૯ વરસની વયે ઘેરથી નીકળી ગયા. અને હૃષિકેશ-હરદ્વાર-કાશી વિગેરે

સ્થળમાં આસરે નવ મહીના મહાત્માઓના સમાગમમાં આવી ત્યાં વેદાંતના પુસ્તકોમાં ભાષાનો ગ્રંથ વિચાર સાગરનું થોડું મનન કર્યો. ત્યાર બાદ પુનઃ ઘેર આવી ગૃહસ્થાશ્રમની પ્રવૃત્તિમાં કેટલાક વરસ રહ્યા. ત્યાર બાદ મુંબઈમાં જી. આઈ. પી. રેલ્વેના સ્ટેશન માટુંગામાં રહેતા બ્રહ્મનિષ્ટ બ્રહ્મશ્રોત્રિયશ્રી સામભગવાન પાસે બોધ મંત્ર લઈ તેઓને ગુરૂ ગણી ગુરૂ પાસે શ્રવણમાં જવા લાગ્યા. એમના સમાગમમાં આસરે ૩–૪ વરસ રહી વિચાર સાગર તથા તત્ત્વાનુસંધાન નામના ગ્રંથો ગુરૂમુખે વિચાર્યા. ત્યાર પછી આસરે ૩૦ વરસની વયે નિવૃત્તિ લીધી ને પોતાની જન્મભૂમિ પારડીમાં આવ્યા. તે વખત પારડીમાં એક કલ્યાણજીભાઈ નામના અવલ કારકુન વેદાંતની કથા કરતા હતા. તેમની સાથે રહી વેદાંતનું રહસ્ય ડાહ્યાભાઈ પોતે શ્રોતાઓને સમજાવવા લાગ્યા. એ અરસામાં એક ચંદ્રમુખરામ નામે અવલ કારકુન પારડી આવ્યા હતા, તેમણે પ્રશ્ન કર્યો કે તમો વેદાંતીઓ એમ સમજાવો છો કે આ જે જડ પદાર્થો છે તે સર્વ પદાર્થો પરમાત્માની સત્તાથી જ સત્તાવાળા છે. પણ હું તો એમ માનું છું કે એ પથાર્થો છે તો જ તેમાં સત્તા છે. એમાં વળી પરમાત્માની સત્તા કયાંથી આવી ? પછી પરમાત્માની સત્તા સિદ્ધ કરવા માટે ડાહ્યાભાઈએ યુકિતથી સમજાવ્યું કે જો પદાર્થ છે તો જ સત્તા છે. અને પદાર્થ નહીં હોય તો સત્તા પણ નહીં હોય એમ જો માનીએ તો ઘટરૂપ પદાર્થનો જ્યારે નાશ થાય છે ત્યારે સત્તાનો પણ નાશ થવો જોઇએ. પણ સત્તા તો ત્યાર પછી ઠીકરામાં રહે છે. એ ઠીકરામાં સત્તા આવી કયાંથી ? માટે અખિલ વિશ્વમાં એક જ સત્તાપૂર્ણ છે, અને નામરૂપ વિશ્વ તે સત્તાને આધીન જ સ્ફુરે છે. આ પ્રમાણે સમાધાન આપી તેમની શંકા મટાડી.

એક વખત ડાહ્યાભાઈ રેલવેની ટ્રેનમાં મુસાફરી કરતા હતા. તે વખત કલ્યાણજીભાઈ અવલ કારકુન એમની સાથે હતા. ને એક આર્ય સમાજના અનુયાયી પણ સાથે બેઠા હતા. વાતચીત કરતાં કલ્યાણજીભાઈએ ડાહ્યાભાઈ તરફ આંગળી કરી જણાવ્યું કે અમારા મિત્ર ડાહ્યાભાઈ છે. એમણે હૃષીકેશ તથા હરદ્વાર જઈ વેદાંતનો સારો અભ્યાસ કર્યો છે. અને પોતાને ઈશ્વર માને છે. આમ ઠેકડીમાં બોલ્યા. તે સાંભળી આર્ય સમાજીસ્ટ બોલ્યા કે આ ચાલતી ટ્રેન જો બંધ રાખે તો

હું એમને ઈશ્વર માનું. ત્યારે ડાહ્યાભાઈએ ઉત્તર આપ્યો કે ઈશ્વર સ્વતંત્ર છે. તે ઈશ્વર જો તમારી આજ્ઞાઅનુસાર કરે તો ઈશ્વરની સ્વતંત્રતા નહીં ગણાય. માટે સ્વતંત્ર ઈશ્વર છે તે જો પોતાની ઈચ્છા હોય તો ટ્રેન બંધ રાખે અથવા નહીં રાખે. તો એમાં ઈશ્વરની સ્વતંત્રતાનો નાશ નથી અને ઈશ્વરતાનો પણ નાશ નથી. આ પ્રમાણે એમના જ પ્રશ્નથી એમને નિરૂત્તર બનાવ્યા. એવી રીતે બુદ્ધિનો વિકાસ તથા પુછનારના મનનું સમાધાન કરવાની કુશળતા સારી રીતે પ્રાપ્ત થયાં.

એક સમયે પ્રયાગના મેળામાં ઘણા સંત મહાત્માઓ બેઠા હતા. ત્યાં એક ગૃહસ્થે આવીને પ્રશ્ન કર્યો કે મેં ઘણાય સન્યાસીઓનો સમાગમ કર્યો છે, પણ હજી મને આત્મદર્શન થયું નથી. ત્યારે ત્યાં કેટલાક મહાત્માઓએ અનેક પ્રકારે એ વિષય તેને સમજાવ્યો, પણ તેના મનનું કંઈ સમાધાન થયું નહીં ને અસંતોષના ઉદ્ગાર તે ગૃહસ્થે કહાડ્યા. તે વખત ત્યાં એક ડાહ્યાભાઈના ઓળખીતા મહાત્મા બેઠા હતા. તેમણે ડાહ્યાભાઈને કહ્યું કે આ વિષય તમો એને સમજાઓ. પછી ડાહ્યાભાઈએ પ્રથમ એક યુક્તિથી તે ગૃહસ્થને પૂછ્યું કે બહારના પદાર્થનું દર્શન તમે કઈ લાઈટ ( જ્યોતિ ) થી કરો છો ? તે સમજાવો. ત્યારે તે ગ્રહસ્થે ઉત્તર આપ્યો કે સૂર્ય-ચંદ્ર-અગ્નિ વિગેરે લાઈટથી બહારના પદાર્થનું દર્શન થઈ શકે છે. ત્યારે ડાહ્યાભાઈએ પુનઃ પૂછ્યું કે સ્વપ્નના પદાર્થોનું દર્શન કોનાથી કઈ લાઈટથી થઈ શકે છે ? ત્યારે તે ગૃહસ્થે ઉત્તર આપ્યો કે મારો આત્મા જ ત્યાં લાઈટરૂપે છે. અને તે જ મારૂં સ્વરૂપ છે. એ આત્મા જ્યોતિઓના જ્યોતિરૂપ અને સ્વયં જ્યોતિરૂપ છે. એવો આજ મને નિશ્ચય થયો. એમ કહી તેણે ડાહ્યાભાઈનો ઘણો ઉપકાર માન્યો.

એ પ્રમાણે શંકા સમાધાન કરવાની અદ્ભુત શક્તિ એમનામાં આવી. એઓ વેદાંત વિષય ઘણી જ સરળતાથી સમજાવતા હોવાથી તથા ઘણાખરા પ્રશ્નોના જવાબ તો પૂછનારની પોતાની જ પાસે કહેવડાવતા હોવાથી સર્વ ઉપર સારી છાપ પડી. વળી બોધ વૈરાગ્ય અને ઉપરતિ એ ત્રણે સર્વમાં હોતાં નથી. કોઈકમાં જ એ ત્રણે હોય છે પણ ડાહ્યાભાઈને તો દૃઢ બોધ ઊત્કૃષ્ટ વૈરાગ અને ઉપરતિ એ ત્રણે પ્રાપ્ત થયાં અને સમાહીત અવસ્થામાં રહી જીવન્મુક્તિનું સુખ અનુભવવા લાગ્યા. એમનામાં શમદમાદિ સાધનસંપત્તિ તો પ્રથમથી જ ઉત્તમ પ્રકારની હતી

આ સર્વ ગુણોથી લોકોમાં એમની પ્રખ્યાતિ ઘણી થઈ અને બહાર દેશાવરના ઘણા મનુષ્યો એમના સમાગમ માટે આવવા લાગ્યા તથા કેટલાક તો સમાગમ માટે સેંકડો માઈલ દૂર પોતાને ત્યાં બોલાવવાને આમંત્રણ કરવા લાગ્યા વળી એઓ શ્રી હૃષીકેશ, હરદ્વાર, પ્રયાગ, કાશી, નાશક વિગેરે તીર્થસ્થળોમાં ઘણો કાળ નિવાસ કરતા અને ત્યાં ઘણા સાધુસંતો મહાત્માઓ તથા મંડળેશ્વરોનો એમને સમાગમ થતો. તેઓ સર્વ એમનું ઉત્તમ વકતૃત્વ તથા શક્તિ અને સરળતાથી શંકા સમાધાન કરવાની અદ્ભુત શક્તિ તથા દૃઢ બોધ ઉત્કૃષ્ટ વૈરાગ અને ઉપરતિ વિગેરે શુભ ગુણો જોઈ આનંદ પામતા અને આશ્ચર્યમુગ્ધ થતા તથા એમને માટે ઘણો જ ઉંચો અભિપ્રાય વ્યકત કરતા.

પારડીમાં અગાઉ કલ્યાણજીભાઈ અવલ કારકુન વેદાંતની કથા કરતા હતા. તેમની બદલી સને ૧૯૦૭ માં પારડીથી બીજે ઠેકાણે થઈ. ત્યાર પછી પારડીમાં ડાહ્યાભાઈએ વેદાંતની કથા કરવા માંડી ને આજ પણ પારડીમાં ડાહ્યાભાઈ કથા કરે છે. અને એમની પાસે પારડીના તથા બહારગામના ઘણા મુમુક્ષુઓ શ્રવણનો લાભ લેય છે.

એમણે પોતાનો અનુભવ જનતાના હીતને માટે તથા મુમુક્ષુઓ માટે પ્રગટ કર્યો છે. તેનો જનતા અત્યારે લાભ લેય છે. અને હવે પછી પણ જનતાને લાભ આપવા માટે એમણે પોતાનો જે અનુભવ પ્રગટ કરેલો છે તે અનુભવસારનું પુસ્તક જુદું છપાવેલ છે અને વેદાન્તના શોખીન મુમુક્ષુઓને મોહનલાલ દયાળ પાસેથી વિનામૂલ્ય મળે છે." *

---

મારા ત્રીજા ભાઈ પ્રાણજીવનનો સંવત ૧૯૩૮ પોસ વદ ૯ ને જન્મ પારડીમાં. પ્રાણજીવનભાઇને પારડીથી તેની દશેક વર્ષની ઉમ્મરે મુંબઈ બોલાવી લીધા હતા. તેઓ મારાથી આઠ વરસે નાહના છે. તેમને મેં અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કરાવ્યો હતો. પછી તેઓ મારા ધંધામાં જોડાયા હતા તેઓ કોટમાં ભરડા હાઇસ્કૂલમાં ભણ્યા હતા. અમો ત્રણે ભાઇનો સંપ બહુ સારો હતો તેમ જ હજી છે. અમે ત્રણે હૈયાત છીએ.

---

* ડાહ્યાભાઈની આ હકીકત તેમના એક મિત્ર અને અનુયાયી પારડીવાળા નગીનદાસ ઘેલાભાઈ તરફથી મને મળી છે.

# મારાં લગ્ન

જ્ઞાતિના તે દીવસના રીવાજોને લીધે ચારથી છ માસની મારી ન્હાની વયમાં મારૂં વેવીસાળ થયું. પરંતુ જે છોકરી સાથે મારૂં વેવીસાળ થયું તે છોકરી વરસેક દિવસમાં અકાળે ગુજરી ગઈ. હવે પછી એમ બન્યું કે જ્ઞાતિની એક છોકરીને પીઠી ચડેલી હતી. પરણુવાના બે દિવસ પહેલાં જે છોકરા સાથે એનાં લગ્ન લેવાયાં હતાં તે છોકરો ગુજરી ગયો. અમારા તે દિવસના રીવાજ પ્રમાણે પીઠી ચડેલી છોકરીને બીજે પરણાવી દેવી જોઈએ. એ રીવાજને લીધે એની સાથે મારો સંબંધ જોડાયો મારી દોઢ વર્ષ જેટલી ન્હાની ઊંમરે ત્રણ વર્ષની છોકરી સાથે મ્હારાં લગ્ન થયાં. તે વખતે વેવીસાળનું ખરચ રૂપીઆ વીસથી પચીસ સુધી થતું અને લગ્નમાં રૂ. ૧૦૦) એકસો ખર્ચ થયા હતા.

## ધંધો

મારા પિતાશ્રીનો ધંધો તે વખતે કપડાં શીવવાનો હતો. થોડાં વર્ષ પહેલાં અમારો ધંધો વણાટનો હતો, પણ તેમાં પુરૂં ન થવાથી, કપડાં સીવવાનો ધંધો શીખવો પડ્યો. અને સાથે સાથે દેશી વૈદુંપણુ કરતા. મારી પાંચેક વરસની ઊમરે મને સ્કુલમાં મુકવામાં આવ્યો. ગુજરાતી પાંચ ચોપડી શીખ્યા પછી છટ્ઠી ચોપડીની છ આના ફી હતી, જે મારા માટે ભરવાની મુશ્કેલ હતી. આથી મારે સ્કૂલ છોડવી પડી. મારી દશ વરસની ઊંમરે હજી હું ભણુતો હતો ત્યારે એક વખત એવું બન્યું કે અમારા પાડોસી ખત્રી લાલા ભાણુાને ત્યાં એના ભાણેજનાં લગ્ન હતાં. જાન બીજે ગામ જવાની હતી. એટલે તેમનું ઘર સંભાળવાનું કામ મારાં માતુશ્રીને સોંપ્યું હતું. લગ્નમાં પકવાનનું જમણુ હતું જાન બહાર ગામ ગઈ. ત્યારે પટારો પકવાનથી ભરેલો હતો. ઘર મ્હારી માને એકલાને ભરોસે હતું. મને પકવાન ખાવાની ઇચ્છા થઈ તેથી મેં મારી મા પાસે પકવાન માગ્યું. મારી માએ કહ્યું કે આપણુને સોંપેલી ચીજ આપણી નથી. તેથી આપણુાથી ન ખવાય તે દિવસની વાત અત્યારે મને સમજાય છે કે એક તરફ માતાનો બાળક ઊપરનો પ્રેમ બાજુએ રાખી બીજી તરફ સત્ય વસ્તુ સમજાવવી. આ બોધ મ્હારા જીવનમાં

આશીર્વાદ રૂપે ફળ્યો. હજી સુધી કોઈપણ જુઠું બોલે તે મને પસંદ પડતું નથી. હુ પોતે પણ કોઈ વખત ભુલે ચુકે ખોટું બોલતો નથી, તેમ જ મારા પુત્રો તથા પૌત્રોને તથા બહારના લોકોને પણ સાચું બોલવાની સલાહ આપું છઉં. સ્કુલ છોડ્યા પછી મારા પિતાશ્રી જોડે ગામમાં સીવવાનું કામ મેં શીખવા માંડ્યું. ગામમાં થોડો વખત શીખ્યા, પછી પિતાશ્રીએ મારા ફઈના દીકરા વલસાડના અંબારામ વીઠલદાસ સાથે મારી બાર વર્ષની ઊંમરે મને મુંબઈ મોકલ્યો.

## હું જ્યારે મુંબઈ આવ્યો ત્યારનું મુંબઈનું વર્ણન.

કરાફર્ડ મારકીટથી જતાં હાલ જ્યાં કરંજીયા કું૦ છે. તે નાકાનું મકાન હતું. ત્યાંથી ઠેઠ ચર્ચગેટ જવાનો રસ્તો છે, જ્યાં હાલ ફલોરા ફાઊન્ટન છે ત્યાં સુધી કાંઈ મકાનો હતાં નહીં. સામેની લાઇન આખી બાંધેલ હતી. કરંજીયા કું૦ ના મકાનથી ચર્ચગેટ જવાના રસ્તા સુધી મેદાન હતું. તેમાં ગવલી લોકો ભેંસો રાખતા. તે મેદાનમાં એક બે કુવા હતા, જ્યાં લોકો ન્હાવા આવતા અને અમે પણ ત્યાંજ ન્હાવા જતા. પછી એ મેદાનમાં મને યાદ છે ત્યાં સુધી પ્રથમ નવસારીવાળા મી. તાતાએ સુંદર મહેલ બાંધ્યો. તે અમો હરખભેર જોવા જતા અને ગામલોકો પણ જોવા આવતા. અત્યારે તો ત્યાં બધે જ મકાનો થયાં છે.

તે વખતે ઘોડાની ત્રામ, બળદના રેંકડા, થોડીઘણી વીકટોરીયા અને કોઈ વખત સીગરામ જોવામાં આવતા. મોટા રસ્તાપર ઓટલા ઊપર દુકાનો ન્હોતી. હું આવ્યો ત્યારે મુંબઈની વસ્તી સાતથી આઠ લાખની હતી. અત્યારે જે ઠેકાણે હેંગીગ ગારડન છે તેની નીચે તળાવ છે તેનું બાંધકામ તે વખતે થતું હતું. પાછળથી તેના ઉપર બગીચો થયો તે અત્યારે બહુ જ સુધારી દીધો છે. તેમ જ તે વખતે બોરીબંદર સ્ટેશનનું બાંધકામ થોડું અધુરૂં હતું. સીતારામ બીલ્ડીંગ અને જ્યાં હાલ પોલીસ કોર્ટ છે તે મકાન પાછળથી બંધાયાં. બોરીબંદર સ્ટેશન સામે ગેઇટી થીએટર હતું, તે તે જ વખતમાં બંધાયું હોય એવો વેહેમ છે.

## શરૂઆતમાં મુંબઈમાં હું કેમ રહેતો ?

બજારગેટમાં મોતીશા શેઠના માળાની પાડોસમાં બદરૂદ્દીન તૈયબજીનો એક માળો હતો તેમાં અમારી ન્યાતની એક વીસી હતી.

જેમાં અમો પચાસથી સાઠ માણસો રહેતાં હતાં. એ વીસી અંબારામ વીઠલદાસને નામે કે ચીખલીવાળા પુરસોતમ ગોવિંદને નામે હતી એવું મને યાદ છે. તે માળો અત્યારે પરભુ ભગવાન ટોપીવાળાનો છે. થોડી જગ્યામાં પચાસ માણસો રહેતાં એટલે બીછાનાં એક બીજાની પાસે કરવાં પડતાં અને માંકડનો પણ ત્રાસ હતો. પહેલાં આવનારથી જગ્યા રોકાઈ જવાને લીધે પાછળ આવનારને બહાર ફુટપાથ પર સુવા જવું પડતું મારી પણ તે જ હાલત હતી. મારી પાસે એક નાનું બીછાનું અને એક ઓઢવાની ચાદર હતાં. તે સીયાળો ઊનાળો અને ચોમાસામાં તેનાથી જ ચલાવતો. અમારે મુંબઈ ટાઈમ પાંચ વાગે ઊઠી જવું. શૌચાદી ક્રિયાથી પરવારી જવું, નળમાં પાણી આવતું હોય તો ત્યાં ન્હાવું, નહીતો મેદાનમાં કુવે જઈ ન્હાઈ લેવું પડતું. હું બાળક હોવાથી કુવામાંથી તાંબડી ન ખેંચાવાને લીધે મોટાઓ બેત્રણ તાંબડી પાણી મારા ડીલ પર રેડી દેતા. એક તાંબડી રેડ્યા પછી બીજી તાંબડી ખેંચાય ત્યાં સુધી હવામાં ધ્રુજતા ઊભા રહેવું પડતું. અજવાળું થતાં કામે લાગી જતા. તે વખતે મને ચહા મળતી નહીં. જેને સારી કમાણી થતી તેઓ જ ચહા પીતા. ભોજનમાં સવારે એકલાં દાળભાત અને સાંજે એક રોટલો ને શાક મળતાં. તે વખતે ખાવા ખરચ તથા કપડાના દર મહીને રૂ. ચાર થી પાંચ થતા. એ સીવાય બીજું કાંઈ નહીં. તે વખતે મને ભોજન તથા કપડાં સીવાય પગાર કાંઈ મળતો ન હતો. એવી રીતે સીખવામાં મારાં બે વર્ષ ગયાં. ત્યારે પ્રભુ કૃપાથી મારા પિતાશ્રીના ઓળખીતાઓને હું અવારનવાર મળવા જતો. મારી ઊમર નાની હતી, પણ મને મારી ઉમરનાં છોકરાઓની દોસ્તી ઓછી ગમતી તેથી મારા પિતાશ્રીના મિત્રો તરફથી કેટલીક સીખામણની વાતો પહેલેથી જ મળેલ તેમજ અંબારામભાઈ તરફથી અહીંના ધુતારા કીમીયાગરો વીગેરેથી ફસાવું નહીં એવી પણ સુચના મળેલ, જેથી હું કયાંય પણ ફસાયો નથી.

મારી આવડત વીશે અંબારામભાઈ અને એમના ભાઈઓનો સારો અભિપ્રાય ન હતો. આને લીધે એમના કુટુંબમાં સ્હેજ વીખવાદ પણ થતો કિન્તુ એ ઘણા સમજુ હોવાને લઈને ભાઈઓને સમજાવી લેતા કે મામાને ત્યાં આપણે બધા કામ શીખ્યા હતા તો મામાના દીકરાને શીખવાડવું જોઈએ, એ રીતે બે વર્ષો પસાર થઈ ગયાં. એટલે

ચઊદ વરસની ઊંમરે ખાવુંપીવું કપડાં લતાં અને વરસના પાંત્રીસ રૂપીઆ પગાર શરૂ કર્યો અને બીજે વરસે રૂ. ૪૫) પીસ્તાલીસ પગાર કર્યો. પછી સોળ વર્ષની ઊંમરે મને દર મહીને રૂ. ૧૧) સુક્કો પગાર થયો. અમો જે વીસીમાં રહેતા હતા તે વીસીમાં તહેવારના દીવસોમાં પાનાનો જુગાર રમાતો અને મને પણ રમવાની ટેવ પડેલી એ બારેક મહીના રહી. પછી એક દિવસ જુગારમાં પાંચ રૂપીઆ ખોયા. એ વાતની અંબારામભાઈને ખબર પડતાં મને શીખામણ આપી કે અગીઆર રૂપીઆની તારી કમાણીમાંથી જો તું આમ પૈસા ગુમાવીસ તો માબાપ ને ખાવા શું મોકલીસ ? બસ તે જ દિવસથી તે ટેવ છુટી ગઈ પછી કોઈ દિવસ જુગાર રમ્યો જ નથી.

જ્યારે ચાર વરસ શીખ્યો તેમજ અગીઆરથી ચૌદ રૂપીઆ માસીક પગાર થયો. ત્યારે અંબારામ ભાઈને ત્યાં પાંચથી સાત બીજા જુના કારીગરો હતા તેઓ માટે પાન બીડી લાવવાનું કામ મારે કરવું પડતું તેમજ પાણીનું માટલું ભરવાનું તથા પીવાના લોટા મ્હારેજ માંજવા પડતા. બત્તી સાફ કરી, ગ્યાસ તેલ પુરી બત્તી સળગાવવી વીગેરે બધું કરવું પડતું, અને જ્યારે અંબારામભાઈએ પોતાની પત્ની સાથે બીજી ખોલી લીધી ત્યારે તેમના છોકરાની ઝોળી પણ ખેંચવી પડતી અને ભાભીને કંઈ ચીજ વસ્તુ મંગાવવી હોય તે પણ મારે કરવું પડતું.

જુગાર રમવાથી મોટાભાઈએ જે ઠપકો આપ્યો તેથી હું સરમાયો ને મેં મ્હારો ચાંદીનો કંદોરો જે ઊપલી કમાણીમાંથી મેળવેલો હતો તે રૂા. ૪૦) માં વેંચ્યો. તેમાંથી રૂા. ૨૫) માં સીવવાનું જુનું મશીન લીધું ને રૂા. ૧૨) ની એક સોનાની વીંટી લીધી; બાકીના ખર્ચ માટે રાખ્યા.

## સ્વતંત્ર ધંધાની શરૂઆત

જુગારની શરમને લીધે જૂની વીસીમાં ન જતાં નવસારીવાલા ભગવાનદાસ લક્ષ્મીદાસની વીસીમાં રહેવા ગયો અને ત્યાં મેં પોતાનો ધંધો શરૂ કર્યો.

એ લોકોને મ્હારૂં નામ છીબાભાઈ ન ગમવાથી તેમણે મોહનલાલ રાખ્યું. એક મહીનો મારૂં કામ બહુ જ સારૂં ચાલ્યું. તે વખતે મને

ધંધાની આવડત ઓછી હતી પણ દુર્લભભાઈ લક્ષ્મીદાસે ધંધો સીખવવામાં મને ખાસ મદદ કરી હતી. ત્યાં એક મહિનામાં રૂા. ૫૦) કમાયો, પણ બીજે મહીને બેસી રહેવાનું થયું. એટલે પાછું નોકરી કરવાનું મન થયું. અને ઠક્કર ભીમજી જીવણની દુકાને કટર તરીકે રૂા. ૨૨)ના પગારે રહ્યો. મને આવડત ઓછી જ હતી. પણ સીવવાના ધંધામાં હોશીયાર એવા એક બે કારીગરો ભીમજી શેઠ પાસે મારાથી વધારે પગારે રખાવ્યા. મારા ઉપર સચાઈના વિશ્વાસને લઈને કટર તરીકે હું કામ કરતો. પેલા હોસીયાર કારીગરો પાસેથી પણ મેં માહીતી મેળવી એમની પાસેથી સીવવાનું સીખી લીધું. સીવવાની ઘરાકી પણ મારે હાથે સારી વળી અહીંજ મારા હાથ નીચે દસ બાર કારીગરો કામ કરતા. પછીથી એક વખત એમના એક મહેતાજીએ કંઈક મારી મશ્કરી કરી. મને મશ્કરી ગમતી ન હોતી. તેથી તેમની નોકરીમાંથી રજા લીધી. રજા લેતી વખતે શેઠે મને ખાવુંપીવુંને રૂા. ૩૦) થી ૩૫) પગાર આપવા કહ્યું. પણ મારૂં મન નારાજ થયું તેથી મેં ચાકરી છોડી. અને મેં પોતાનો ધંધો શરૂ કર્યો.

## શીવવાના સ્વતંત્ર ધંધામાં ઉન્નતિ

ઘરાક પણ સારા મળ્યા અને પ્રભુ કૃપાએ મારી કમાણી દહાડે દહાડે વધતી ગઈ. તે વખતે મારી ઊમર અઢારેક વર્ષની હોવી જોઇએ. અહીં આગલી એક વાત હજુ કરવાની જરૂર છે. અમારી કોમ માંસાહારી છતાં પણ અંબારામભાઈના કુટુંબે મારા મુંબઈ આવવા પહેલાં એનો ત્યાગ કરેલો, તે વાત મારા મગજમાં રહેલી હતી. તેથી મેં પણ મ્હારી ૧૫ વર્ષની ઊંમરે તેનો ત્યાગ કરેલો. મારી સાથે બીજા ૧૦ માણસોએ પણ ત્યાગ કરેલો. પાછળથી મારા કુટુંબ સીવાય બધા જેવા હતા તેવા થઈ ગયા. એજ વીસીમાં જ્યારે બાર મહીને ખાવું પીવું ને કપડાંલતાં બાદ કરતાં રૂ. ૩૦૦) કમાતો ત્યારે પણ કોઈ વખત પૈસાની અગવડ પડતી. કારણ કે ઊઘરાણી આવે નહીં ને ઘરાકમાં બહુ જ આજીજી કરવાની ટેવ નહીં. દાળમાં મીઠું નાખી રોટલો કે ભાત ખાતા અનાજ તો ઊધાર આવતું પણ મીઠાના પૈસા એક બે દોઢીઆ જોઈએ ત્યારે અમારી આખી નાતનો વનમાળી જીભાઈ કરીને એક ગોર હતો તેની પાસેથી કોઈ વખત આવ્યો હોય, ત્યારે બે ચાર પૈસા લેતા તેમજ અમારો એક હજામ હતો તેની પાસેથી કોઈ વખત

પૈસો બે પૈસા લેતા કારણ કે એ લોકો રોકડે પૈસે કામ કરનાર હતા. જો મારે ઊધારજ લેવું હોય તો બીજા મારા ઓળખીતા અથવા નાતિલા પાસેથી ૩ થી ચાર રૂપીઆ લઈ શકત પણ મારો પહેલેથી સ્વભાવ હતો કે કોઇની પાસે વધારે ઉધાર લઈ મોજ માણવી નહીં.

## સંત સમાગમ

મને ૧૫–૧૬ વર્ષની ઊંમરે સાધુ સંતના સમાગમનો શોખ હતો. પરીણામે ૧૯–૨૦ વર્ષની ઊંમરે કોણ જાણે કેમ મને ધંધાથી કંટાળો આવ્યો તેથી થોડા રૂપીઆ લઈ હું છાનો માનો કાશી ગયો અને સાધુ બન્યો. આ જાણીને મારાં માતાપિતા અત્યંત દુઃખી થયાં અને રડ્યાં. કાશીમાં દશાશ્વમેધ ઘાટ ઊપર એક સાધુ ધુણી તાપતો બેઠો હતો, ત્યાં હું બેઠો અને એક બે રાત ત્યાં સુતો તે વખતે એક ગૃહસ્થની મારા ઊપર નજર પડી. તેના પુછવાથી મારી વીતેલી વાત કરી. પુછનાર ઘણા વિદ્વાન વૈદ હતા. તેમણે એક વિદ્વાન મહાત્મા પાસે મને.મીરઘાટપર મોકલી આપ્યો. તેઓ ઉદાસી મહાત્મા હતા અને તેમનું નામ ગુલાબદાસ હતું. તેમની પાસેથી કૌમુદી સીખવાનું શરૂ કર્યું. લઘુ કૌમુદીનો પાઠ મોઢે કરવાનો હતો. હું દરરોજ વાંચતો અને દરરોજ ભુલી જતો અને વળી હું જેટલા પૈસા લાવ્યો હતો તે ખર્ચાઇ ગયા. તેથી મારે ભિક્ષા માગવાનો વારો આવ્યો. તેથી સાધુજીવન મને ભારી પડી ગયું. તેથી છેવટે પિતાશ્રી યાદ આવ્યા. મેં ઘેર કાગળ લખ્યો. મારા પિતાશ્રી અને મારા ફૂઈના દીકરા અંબારામભાઈ મને તેડવા કાશી આવ્યા. કાશી રહ્યો તે દરમ્યાન હું હમેશ મીરઘાટપર નહાતો હતો. પણ મારા પિતાશ્રી અને અંબારામભાઈ કાશી આવ્યા ત્યારે એક દિવસ મણીકર્ણિકા ઘાટપર નહાવા ગયા. સ્થળ અજાણ્યું. જરા એક પગથિયું આગળ ગયો. કમ નસીબે બે માથોડા પાણીમાં મેં ડુબકી ખાધી. પિતાશ્રી તરનાર હતા, તેથી મારી મદદે આવ્યા પરંતુ ગભરાટથી હું એમને વળગી પડ્યો. એમણે મને છોડી દીધો અને બુમો મારી એટલે ઘાટપર તરનારાઓ હતા એમણે મને બચાવી લીધો. નહીંતર અહીં જ મારાં સો વર્ષ પુરાં થઈ ગયાં હોત. કાશીથી અમો ત્રણે જણા અયોધ્યા, મથુરા, પ્રયાગ વીગેરે તીર્થનાં ધામો ફરી પારડી આવ્યા.

## પત્ની સાથે

થોડો વખત પારડીમાં રહ્યા પછી, મારી પત્નીને તેડી લઈ આવ્યા. મારાં પત્નીનું નામ ભુલીબાઈ હતું. એઓનો જન્મ વલસાડમાં થયો હતો. એમના પિતાશ્રીનું નામ દુર્લભ ઝીણા, અને માતુશ્રીનું નામ જસોદા હતું, એમ મને યાદ છે. પછી થોડો વખત ગયા પછી અમો ધણી ધણીઆણી મુંબઇ આવ્યાં. પહેલાં હું જે માળામાં રહેતો હતો તે જ માળામાં ચાલુ ધંધો શરૂ કર્યો. થોડો વખત પછી જગ્યાની સાંકડ પડવાથી હોળી ચકલામાં રામજી ચતુરના માળામાં ૧૮ રૂપીઆમાં એક માળ લઇને બધાં સાથે જ ભાડે રહ્યાં. પછી ભગવાન લક્ષ્મીદાસનાં પત્ની આવ્યાં. ત્યાર પછી થોડો એક વખત સાથે રહીને તે જ માળામાં પાંચ રૂ. ભાડાની એક ખોલી રાખી, ત્યાં હું અને મારી પત્ની સાથે રહેતાં. અને બેચાર સીવનાર કારીગરો મેં રાખ્યા હતા. તેઓ પણ મારે ત્યાંજ જમતા. જગ્યા ઓછી પડી તેથી તેનીજ બાજુમાં બીજી ખોલી પણ લીધી ઘરનું બધું કામકાજ મારાં પત્ની એકલે હાથે કરતાં. ૨૨ થી ૨૫ વર્ષની ઊમરે ધીમે ધીમે મારો ધંધો વધતો ગયો. તેમ ખર્ચો પણ વધતો ગયો. આ અરસામાં મને રેશમી કપડાં સીવવાનાં મળતાં હતાં. એક વસ્તુ પર મારૂં ધ્યાન ખેંચાયું. ઘરાકનાં કપડાં બહાર પડી રહેતાં. તે કપડાં ધુમાડાથી ખરાબ થાય આથી રૂ. ૨૨) નો એક કબાટ ઘેરે કરાવ્યો. બનાવવાનું કારણ ફરનીચર બનાવનારા મારી આજુબાજુમાં રહેતા હતા. આ કબાટ અત્યારે રૂ. ૧૫૦) માં ન મળે. એ કબાટ હાલમાં પીતાંબરભાઈ વાપરે છે. એ જ વખતમાં મારા પિતાશ્રી મુંબઈ આવ્યા હતા. તેમણે અંબારામભાઈ આગળ ટીકા કરી કે આ કબાટમાં છોકરો શું ભાત કે પાણી ભરશે. ઊપલી ટીકાવાળી વાત અંબારામભાઈ તથા મારા પિતાશ્રી તેમ જ ડાહ્યાભાઈ જાણતા હતા. મને ખબર ન હતી એ જ વર્ષમાં હું રૂ. ૪૦૦) કમાયો. અને મેં પિતાશ્રીને બાજુનું ઘર લેવા માટે મોકલ્યા. એ જ અરસામાં મારાં ધણીયાણીનું સીમંત હતું. ને એમને દમ જેવી બીમારી હતી, એટલે કે ગંભીર બીમારી લાગતી હતી, તેથી મારા પિતાશ્રીને વિચાર આવ્યો કે છોકરાની વહુ બીમાર છે અને કદાચ ગુજરી જાય તો બીજાં લગ્ન કરવાનો ખર્ચ ક્યાંથી કાઢવો એમ સમજી ઊપલા રૂ. અનામત રહેવા દીધા અને ઘર લીધું નહીં.

## કુટુંબમાં તથા ધંધામાં વધારો

પ્રભુ કૃપાથી સવંત ૧૯૫૦ ના આસો વદ અગ્યારસને દીવસે. ચિ. માણેકલાલનો જન્મ થયો. તેમ મારી પત્નીની તબીયત દવામાં કુમારી આસવ લેવાથી સુધરી ગઈ. પછીથી મારા પિતાશ્રી રૂ. ૨૦૦) બહારથી ઊછીના લાવ્યા અને રૂ. ૬૦૦)નું મારા ઘરની બાજુનું મકામ લીધું. રૂ. ૨૦૦) જે ઊછીના લીધા હતા. તે મેં એક બે મહીનામાં મોકલી દીધા. ત્યારથી મારા પિતાશ્રીને મારી ઉપર વિશ્વાસ બેઠો કે મારો દીકરો જરૂર વગર પૈસા ખરચતો નથી. જે મકાન લીધું હતું તે એક ગૃહસ્થને ભાડે આપ્યું હતું. તેનાથી ભાડાના પૈસા થોડા બાકી રહી ગયા હતા. તે ગૃહસ્થ પાસે એક નવું કબાટ બનાવેલું હતું. તેથી મેં મારા પિતાશ્રીને કહ્યું કે ભાડાને બદલે કીંમત આપી તે ગૃહસ્થ કબાટ આપતો હોય તો લઈ લેજો. રૂ. ૪૦) ની કીંમતે તે કબાટ મલ્યું. ગામના આજુ બાજુના લોકોએ કહ્યું કે "કબાટને તમો શું કરશો ?" પણ પિતાશ્રીએ કહ્યું કે "ભલે છોકરા વાપરે."

એ વખતે હું મુંબઈમાં ૧૮ રૂપીઆનો એક આખો માળ વાપરતો, જેમાં ચાર ઓરડા હતા, જેમ બચ્ચાં વધતાં ગયાં, તેમ ધંધો વધતો ગયો અને સાથે સાથે કારીગરો પણ વધતા ગયા.

હવે પીતાંબરનો જન્મ પારડીમાં સંવત ૧૯૫૫ માં થયો. પીતાંબર સવા વર્ષનો થયો ત્યારે મારા પિતાશ્રી સ્વર્ગે સીધાવ્યા મરણ વખતે પોતાને આગળથી ખબર પડી હતી, તે વાત આગળ ઉપર આવશે.

અહીં ૧૯૫૬ નો દુકાળ પડવાથી લોકોને કુવે પાણી ભરતાં મારાં માતુશ્રીને કેટલીક વાત સાંભળવી પડતી તેથી માતુશ્રીએ મને કહ્યું કે વાડામાં કુવો કરાવોતો ઠીક. તેથી તે વખતે પિતાશ્રી ગુજરી ગયેલા હતા મેં પાડોસી સાથે અર્ધો એમના વાડામાં ને અરધો અમારામાં એમ કુવો કરાવ્યો. મારા મોટા દીકરા માણેકલાલ પછી પાંચ વર્ષ બાદ બીજા દીકરા પીતામ્બરનો જન્મ થયો, ત્યારે મારી માતુશ્રીએ માણેકલાલને પોતાની પાસે રાખી લીધો. અને વહુના માથેથી એટલો બીજો ઓછો કર્યો. મારાં માતુશ્રી મારાં પત્ની તરફ અત્યંત માયાભાવ રાખતાં હતાં અને દીકરીની માફક ચાહતાં હતાં. બેત્રણ મહીના પછી મારાં પત્ની પીતાંબરને

લઈને મુંબઈ આવ્યાં, ત્યારે તેની સાથે મારાં માતુશ્રીએ નોકર તરીકે એક દુબળાના છોકરાને મોકલ્યો. તેને ખાવું પીવુંને રૂ. ૨) દરમહીને આપતા. એ નોકર મારે ત્યાં ઘણો વખત રહ્યો હતો. સાથે સાથે સીવવાનું પણ સીખ્યો હતો. હવે મારા દરજીના ધંધામાં ઠીક ઠીક કમાણી થઈ ગઈ. મારાં બધા ગ્રાહકો સુજ્ઞ સુશિક્ષિત અને શ્રીમંત હતા. તેઓ કીંમત પણ સારી આપતા. કોઈ વખતે ગ્રાહકો કીંમતની બાબતમાં ફરીયાદ પણ કરતા કે તમો કીંમત વધારે લો છો. હું તેઓને કહેતો કે "મારે પણ આપની માફક ગાડી ઘોડે ફરવું છે." તે સાંભળી મારા ગ્રાહકો પણ ખુશી થતા. ધંધા અંગે મારે અવાર નવાર ગ્રાહકોને ઘેરે જવું પડતું એમના નીવાસસ્થાનની સુંદરતા અને સ્વચ્છતા મારા મન ઊપર જાદુઈ અસર કરતાં. ઊચ્ચ શિક્ષણને લીધે જ આ બધું હોઈ શકે એમ મને લાગ્યું. અને આથી બધાય પુત્રોને સારી રીતે ભણાવવા માટે મેં નિશ્ચય કર્યો હતો. હવે એ જ અરસામાં ડાહ્યાભાઈની પત્નીનું સીમંત આવ્યું હતું તે વખતે પ્લેગ હતો. ઘરાકનું કામ મુંબઈથી લઈ જઈ પારડીમાં કરતા હતા. બધાય કારીગરોને અડધા અડધા તોલાની સોનાની વીંટી બક્ષીસમાં આપી હતી. કારીગર બાર કે તેર મારા ધારવા પ્રમાણે હતા. તે વખતે અમારી પાંચ ગામની નાતમાં ૪૦ થી ૫૦ તોલા સોનું જેની પાસે હોય તે પૈસાદાર ગણાતું.

## ભાઈઓ છુટા થયા

મારા પિતાશ્રીના મૃત્યુ બાદ અમે ત્રણે ભાઈઓ છુટા થયા. અમને છુટા થયાં આજ લગભગ પાંત્રીસ વરસ થયાં. દરજીના ધંધામાંથી પેદા કરેલી પુંજી અમે સરખે ભાગે વહેંચી લીધી. પારડીમાં બે મકાન હતાં. તે બે ગાળામાંથી ત્રણ ભાગ કરવાથી ત્રણે ભાઈઓને સાંકડ પડે. એટલે મેં એક મકાનના રૂ. ૪૦૦) લઈ મારો હક ઊઠાવી લીધો. અને બન્ને ભાઈઓને એક એક ગાળો સોંપી દીધો. પછી મેં બીજી જગ્યા લઈ એક મકાન બંધાવી લીધું. તે વખતે મારાં માતુશ્રી હૈયાત હતાં. પછી નરોતમભાઈનો સંવત ૧૯૬૦ માં જન્મ થયો. તથા કાન્તીલાલભાઈનો જન્મ સંવત ૧૯૬૪ માં તથા જયંતીલાલભાઈનો જન્મ સંવત ૧૯૬૭ માં તથા એક છોકરી નામે જમના થઈ હતી. એમ છ બાળકો થયાં. તેમાં

છોકરી જમના દસ વરસની ઊંમરે ગુજરી ગઈ. અત્યારે પાંચ છોકરા હયાત છે.

## છોકરાઓની કેળવણી

પાંચે છોકરાઓને ભણાવવા પાછળ પૈસા ખરચવામાં કસર કરી નથી. તે અરસામાં મારૂં સીવવાનું કામ સારૂં ચાલતું હતું. જે વખતમાં હું સાથે સાથે લેસ ટ્રીમીંગ વીગેરે ચીજો ફેન્સી બલાઊજમાં લગાડવાને વિલાયતથી મંગાવતો. અને તે ઘરમાંને ઘરમાં પરચુરણ વેપારીઓને પણ વેચતો. તેમજ થોડો વખત મેં કાપડની ફેરી પણ કરેલી. આ પછીથી છીબા દુર્લભના નામની દુકાન કરી. પછી ધંધો પણ વધતો ગયો. અને મારે ત્યાં સીવનાર કારીગરો પણ વધતા ગયા. આથી જેમ જગાની અગવડ પડતી ગઈ, તેમ તેમ એક માળ બે માળ એમ ત્રણ માળ મેં રાખ્યા. અને હું ત્રણ માળના રૂ. ૬૬) ભાડું ભરતો. મારા બધા છોકરાઓ ભરડા હાઇસ્કુલમાં કોટમાં ભણ્યા. પછી માણેકલાલને ૧૩–૧૪ વર્ષની ઊંમરે શિક્ષાર્થે ગોંડલ બોર્ડીંગમાં રાખ્યા હતા. પરંતુ ત્યાં તબીયત સારી નહીં રહેવાથી પાછળથી બોલાવી લીધા હતા. મારા બીજા ભાગીદાર દુર્લભદાસ લક્ષ્મીદાસ એટલે એ ઉપરથી છીબા દુર્લભ એન્ડ કું. તે નામ ચાલ્યું. બીજા ભાગીદારો હતા. માણેકલાલ ગોંડલથી આવ્યા પછી પાછા ભરડા હાઈસ્કુલમાં થોડું ભણ્યા. પણ ભણવામાં ચિત્ત લાગતું ન હોવાથી અમારી કુંપનીમાં કામ કરવા લાગ્યા. અમારે ત્યાં થોડો વખત કામ કર્યા પછી મારા મિત્ર નરોત્તમ જીવનને ત્યાં પુના મોકલ્યા ત્યાં પણ ઠીક ન પડવાથી પાછા અમારી કું. માં જોડાયા. અમારી એ કુંપની ચાલતી હતી તેવામાં જકરીયા મસજીદ આગળ ડી. મોહનલાલ નામથી બીજી દુકાન કરી. ત્યાં હોલ સેલ માલ વેંચતા. તે દુકાનમાં માણેકલાલને કામકાજ કરવા રાખ્યા હતા. હવે સને ૧૯૧૪ માં જર્મન અને ઈંગ્લેડ વચ્ચે લડાઈ ઊભી થઈ. આ વખતમાં ભાગીદારોનાં મન ન મળવાને લીધે ભાગીદારો છુટા પડ્યા. ડી. મોહનલાલની કુંપની મેં રાખી લીધી અને છીબા દુર્લભની કુંપની કાઢી નાખી. થોડો વખત ગયા પછી જ્યારે લડાઈ બંધ થઈ, ત્યારે મને યાદ છે ત્યાં સુધી સને ૧૯૧૯ માં માણેકલાલભાઈને ધંધાર્થે શેઠ જીવણભાઈ ચુનીભાઈ શ્રોફ સાથે વીલાયત મોકલ્યા હતા. તે વખતે તેમની ઊંમર ૨૫ વર્ષની હતી.

વિલાયત મોકલતી વખતે શેઠ મોતીલાલ ડાહ્યાભાઈ ઝવેરી પાસેથી એમના એજંટ મી-કીનો ઊપર અમને કાપડ ખરીદવા માટે એજંટ શોધી આપે એવી ભલામણની ચીઠ્ઠી લીધી. તેમણે તે પ્રમાણે એજંટ પણ શોધી આપ્યો હવે તે વખતે જીવણભાઈ શ્રોફ ફ્રાન્સમાં રહેતા હતા તેથી માણેકલાલભાઈ ત્યાંજ મહીનો બે મહીના રહી થોડી ઘણી ફ્રાન્સથી ફેન્સી ચીજ અત્રે મોકલ્યા પછી મેન્ચેસ્ટર સ્વીટઝરલેન્ડ ઓસ્ટ્રીયા જર્મની ફેનસી કાપડ તેમજ ઝીમીંગ વીગેરે ખરીદ કરવા ગયા. દરેક ઠેકાણે પોતાની મેળે એજન્ટો શોધતા. તે વખતે જીવણભાઈ શ્રોફે તેમનાથી બનતી મદદ કરી હતી. તે પછી માણેકલાલભાઈ ધંધાર્થે જ ૧૩–૧૪ વખત વીલાયત ગયા હતા. હવે મારા બીજા દીકરા પીતાંબરભાઈ ૧૪ કે ૧૫ વરસની ઊમરે મેટ્રીકની પરીક્ષા સુધી પહોંચ્યા. તે વખતે સોળ વરસની ઊંમરે મેટ્રીકની પરીક્ષા લેવાતી હોવાથી એક બે વર્ષ સીખાઊ તરીકે સોલીસીટર માધવજી એન્ડ કું. માં કાઢ્યા પછી સોળમે વરસે પરીક્ષામાં બેઠા અને પરીક્ષા પાસ કરી. ત્યાર પછી ગ્રેજયુએટ થયા. પછી તેમણે ઇન્ડેન્ટની ઓફીસ કરી પરંતુ તે થોડો વખત પછી કાઢી નાખી મારી સાથે જોડાયા; એવણ એક વખત વિલાયત જઈ આવ્યા છે. મારો ત્રીજો દીકરો નરોતમ મેટ્રીક સુધી અભ્યાસ કરી મારી જોડે જોડાયો અને એક વખત કાપડ ખરીદવા, એક વખત પીપરમીંટનું શીખવા તથા એક વખત બીસ્કીટનું શીખવા—એમ ત્રણ વખત વીલાયત જઈ આવ્યા. તેવી રીતે મારા ચોથા દીકરા કાન્તીલાલે ઈન્ટર સુધી અભ્યાસ કરેલો. તેમને વધુ અભ્યાસ કરવા વીલાયત મોકલવાના હતા પણ અમોએ રંગુનમાં કાપડની દુકાન કરી ત્યાં માણસની જરૂર હોવાથી તેને રંગુન મોકલ્યો. રંગુનથી મુંબઈ આવ્યા પછી ધંધાર્થે વિલાયત મોકલ્યો હતો. અને પછી મારા પાંચમા દીકરા જયંતીલાલને થોડું ભણાવી અમારી રંગુનની દુકાને મોકલી આપ્યા.

## પીપેરમેન્ટનું કારખાનું કાઢયું

કુલ ત્રણ વરસ પછી રંગુનની દુકાન કાઢી નાખી. પછીથી બધા છોકરા એકજ અમારી પેઢીમાં કામ કરતા. પાંચે છોકરાઓ એક જ જગ્યાએ એકઠા થયા તેથી બીજો ધંધો શોધવાની જરૂર પડી. એટલે અમે વીલેપારલેમાં પીપરમીન્ટનું કારખાનું પારલે પ્રોડકસ મેન્યુફેકચ-

રીંગના નામનું કર્યું ને દસેક વરસ પીપરમીન્ટનું ચલાવ્યા પછી સાથે બીજું બીસ્કીટનું કારખાનું કર્યું.

થોડી વાત લખવાની રહી જવાથી અહીં રજુ કરૂં છઉં કે હોળી ચકલામાં ત્રણ માળના રૂ. ૬૬) ભરતા હતા, પછી માણેકલાલ વીલાલાયત જઈ આવ્યા પછી તે જગ્યા અનુકુળ નહીં લાગવાથી ગામદેવી એલેકઝાન્ડ્રા રોડ ઉપર એક બ્લોક રાખ્યો.

## વીલેપારલેમાં વસવાટ

ત્રણેક વર્ષ રહ્યા પછી વીલેપારલેમાં હાલ અમો રહીએ છીએ. તે મકાન અમોએ ભાડાથી લીધું. વરસેક દીવસ રહ્યા પછીથી અમે એ મકાન ખરીદી લીધું. બધા ભાઈઓ તે બંગલામાં વરસ બે વરસ સાથે રહ્યા પછી પીતાંબરભાઈએ પોતાનું રસોડું જુદું કર્યું. પછી હમણા માણેકલાલભાઈએ પણ સને ૧૯૪૩ માં પોતાનું રસોડું જુદું કર્યું. આજથી ઘણા વખત પહેલાં અમારા ધંધામાં પાંચ દીકરા ને હું છ એવા છ ભાગે કામ ચલાવતા હતા. ને સાત આઠ વરસ પહેલાં પુંજી પણ મારે રાખવા જેટલી રાખી, બીજી વહેંચી આપી હતી. નફો થાય તે તેમને ખાતે જમા થાય ને ખરચ થાય તે બધાના ખાતે ઉધરી જાય. સૌસૌના ખરચ જેવા કે કપડા, દાગીના, દવા પોતપોતાના ખાતે લખાવે. ને રસોડાનો જે ખરચો થાય, તે સૌનો સરખે ભાગે લખાઈ જાય. એટલે તકરારનું કારણ રહે નહીં. બધાનો હીસાબ એક બીજા તપાસે. ને હીસાબની ચોપડી દરેક મહીને તપાસવા માટે દુકાનેથી અહીં આવે. તેથી પોતપોતાનો હીસાબ તપાસી જોવે. આટલી ઊંમરે મારા ઘરમાં સંપ જોઈ હું ખુસીમાં દીવસ ગાળું છઊ. દીકરાઓનો સહકાર મારા સાહસને આગળ ધપાવતો ગયો. અને પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી મારૂં જીવન તેમની સાથે સારી રીતે ગુજરે છે.

## મારી તબિયત વીષે

મારા મુંબઈ આવ્યા પછી મારી તબિયત સારી ચાલતી, પણ ૨૫ વર્ષની ઊંમરે પેસાબમાં રેતીની બીમારી થઈ.

તે દવાદારૂ કરતાં પંદર દિવસમાં મટી ગયું ત્યાર પછી ચાલીસેક વરસની ઊમરે રૂમેટીઝમની બીમારી થઈ, તે બીમારી વૈદરાજ ત્ર્યંબક

શાસ્ત્રી ધામણકર, દવામાં મુખ્ય મહાયોગરાજ ગુગળને મહારાસ્નાદિકવાથ આપતા તેથી એકાદ મહીને મટી ગઈ. વરસેક દીવસ પછી એ બીમારી પાછી થઈ તે પારડીમાં અમારા વૈદ ચંદ્રશંકરે મને સારૂં કર્યું. પચાસેક વર્ષની ઊંમરે ઝાડાની બીમારી થઈ ને સાથે મેલેરીયા હતો. તે નાથુશંકર વીજયરામની પારડીમાં દવા કરતાં મટી ગઈ. પણ શાકભાજી ખાવાથી અથવા અપચાને કારણે કોઈવાર ફીવર તો કોઈવાર ઝાડા એમ થતા. એટલે મેં શાકભાજી છોડી દીધું અને દુધ રોટલી ને દુધ તથા ભાત ખાતો એટલે કે દસથી બાર વરસ સુધી મીઠું બંધ કર્યું. પછી મારા મિત્ર સ્વર્ગવાસી ભગવાનલાલ ગીરજાશંકર ભટ્ટના કહેવાથી સુદર્શન બે મહીના લીધું, તેનાથી તાપ પણ ગયો ને ઝાડા પણ બંધ થયા. પછી દસ પંદર દિવસે શાકભાજીની શરૂઆત કરી. તે હજુ પણ ખાઊં છઊં. પ્રથમ રૂમેટીજમની બીમારીથી મને આખા પગમાં મોજાં પહેરવાં પડતાં મોજાં ન પેહેરૂં તો કળતર થાય. પણ તે ૨૮ વરસ સુધી મોજાં પહેર્યા પછી એકાદ વાર શરીરમાં કીડી કરડે એમ લાગ્યું. તેથી મને એમ લાગ્યું કે જરૂર શરીરમાં ગરમી વધી છે. મેં મોજાં કાઢી નાખ્યાં, તરત જ શરીરમાં કીડી કરડવાનું બંધ થયું. તે અરસામાં હું બોરીવલી દોઢ એક મહીનો હવાફેર કરવા રહ્યો હતો. પછી એકાદ દીવસ મારી ૬૮ વરસની ઊંમરે મને ગરદન પર દુખાવો થયો. મેં મારા ડોકટરોને તે બતાવ્યું. ડોકટરે મને સોડા સાલીસીલેસ દવા આપી તેથી દુખાવો મટ્યો પણ આખા શરીરમાં ખંજવાળ થઈ. તેના ઊપાયો કરતાં એ પણ છ એક મહીને મટ્યું. ઊપાયમાં મોટી હરડેની ફાકી અને ગંધકરસાયણ ખાતો તથા સુગંધી તેલ તથા નારાયણ તેલ ચોળતો. વળી એ ઊપાય કરવામાં મારા મિત્ર દુર્ગાશંકરશાસ્ત્રી તથા ત્રંબકશાસ્ત્રી ધામણકરની મદદ હતી. વળી થોડે દિવસે પાછો ખજવાળ થયો. તે ખજવાળ સંતરાં ખાવાથી મટી ગયો. આજે એકંદરે મારે લખવાનો મતલબકે હું બે ચાર પાંચ દીવસ સીવાય વધારે બીછાનાવશ થયો નથી.

## હવે મારાં પત્નીની તબિયત વીષે

મારાં પત્ની મારે ઘેર આવ્યા પછી તેમને પહેલી સુવાવડ વખત દમની બીમારી થઈ હતી, પણ ત્યાર પછી પચાસ વર્ષની ઊમર

સુધીમાં એકાદ વખત ભાગ્યે જ તાવ આવ્યો હોય. પણ ૫૧ મે વરસે જલોદરની બીમારી થઈ. જેને કેટલાક જલંદર કહે છે. અમે એ વ્યાધીને માટે અમારા ફેમીલી ડૉકટરની તેમ જ ફેમીલી વૈદની તેમ જ હોમીઓ પેથીક વીગેરે ઘણી દવા કરી, છતાં મટ્યું નહી.

જલોદરની બીમારી ઘણી વાર મટતી નથી, તેમ ઘણીવાર વાતો થતી. પછી એવણે એવી ફરીયાદ કરી કે મારે માટે શું કોઈ દવા જ નથી. પછી કોઈના કહેવાથી પારડીવાળા ડોકટર કાવસજી કે જેઓ ધરમપુરના રાજવૈદ હતા તેઓ તે વખતે વલસાડમાં રહેતા હતા. અમોએ વલસાડ રહી તેમના પાસે બે એક માસ દવા લીધી. એમનું દરદ મટ્યું. પણ મુંબઈ આવ્યા પછી થોડા ટાઈમે જેવું હતું તેવું થયું. પછી મુંબઈમાં ડોકટર જુડા પાસે ગયા. તેમની દવા કરવાથી સારૂં થયું. તે સારૂં થયા પછી મારા ત્રીજા છોકરા નરોત્તમભાઈ તથા મોટા છોકરાની વહુ ઈચ્છાબેન તથા પીતાંબરભાઈના વહુ ભવાનીબેન તેમ જ માણેકલાલના છોકરી લીલી એ લોકો સાથે ભટ નોકર ચાકર સાથે લઈ જાત્રા કરવા ગયાં. એઓ કાશી, અયોધ્યા, હરદ્વાર, પ્રયાગ, મથુરા, જગન્નાથ વીગેરેની જાત્રાઓ કરી, કલકતા, દીલ્હી, આગ્રા વીગેરે શહેરો જોઈ આવ્યાં. તેઓએ આ મુસાફરી લગભગ ત્રણ મહીના કરી. જાત્રાથી આવ્યા પછી થોડા વખતમાં ફરી પાછું એ જ દરદ થયું. પછી આપાસાસ્ત્રી સાઠેએ ગૌમુત્રમાં દવા આપી, એવા બીજા દરદીનો કેસ સારો કરેલો. એ વાત સાંભળીને હું અમારા ઘરના જુના ને જાણીતા વૈદરાજ જાદવજી ત્રીમકજી આચાર્ય પાસે ગયો. એઓ સાથે મ્હારી ૨૫ વરસની ઉંમરથી ઓળખ છે. તેમને મેં ગૌમુત્ર વિષેની વાત કરી. તો વૈદરાજે કહ્યું કે, ગૌમુત્ર જ એ દરદનો ઉપાય છે. મેં કહ્યું કે આપણને આજ સુધી કેમ ન સૂઝયું ? વૈદરાજે જવાબ આપ્યો કે રોગના ભોગ પુરા થયા સીવાય કાંઈ સૂઝતું નથી. પછી ગૌમુત્રમાં પુનર્નવામંડુર લેવા કહ્યું અને સાથે આરોગ્યવર્ધની જળોદર માટે આપ્યું. તેજ વખતમાં એમને બેઠા હોય તો ઊભા થવાની કમરમાં તકલીફ હતી, તે વખતમાં જાદવજીભાઈની પાસે એમના મિત્ર બનારસવાળા કવિરાજ પ્રતાપસિંહ વૈદ બેઠા હતા. તેમણે સાથે મહાયોગરાજ લેવાનું કહ્યું, ને પીસાબ સાફ ને વધારે થવા સારૂ એ પોશાઈનમ નામની

હોમીઓપાથીક દવા આપતા હતા. એ બધી દવા લેવાથી પંદર દિવસમાં સારા થયાં અને આઠેક દિવસ પછી પાછું જેવું હતું તેવું થયું. પછી જાદવજીભાઈએ કહ્યું કે એમને અનાજ તેમજ પાણી બંધ કરી એકલા ગાયના દુધ ઊપર રાખો. પછી એકલા દુધ પર રાખ્યાં અને ઊપરની દવા ચાલુ રાખી. તેથી આઠ દિવસમાં મટી ગયું. અને મરણ સુધી પાછું થયું નહી. તેઓ ત્રણ વરસ સુધી એકલા દુધ ઊપર રહ્યા ને પછીથી દવાની પણ જરૂર પડેલી નહી. વચમાં સારૂં થયા પછી વરસેક દિવસ પછી એમની ડાબા હાથની કોણીમાં હાડકું સડયું જે ઘણા ઉપાય કર્યા છતાં સુધર્યું નહી. તેથી ડોકટરોએ સલાહ આપી કે હાથ કાપવો પડશે એટલે સર હરકીસનદાસ હોસ્પીટલમાં ડોકટર વીઠલદાસ લાધાભાઈ પરમાર પાસે હાથ કોણીમાંથી કપાવી નાખ્યો ને ભયંકર સ્થિતિમાંથી બચી ગયાં. હાથ તદ્દન સારો થઈ ગયો. પછી હાથ કપાવ્યાની તકલીફને લીધે એક નોકર બાઈ રાખી લીધી. તેઓ ત્રણ વરસ એકલા દુધ પર રહ્યાં. છપન તોલાનો સેર એવું રોજ ત્રણથી ચાર સેર દૂધ પીતાં. સારી તબીયતે રહ્યાં. વળી ત્રણ વરસ પછી બીજા હાથની કોણીનું હાડકું સડ્યું. ડોકટરે બીજો હાથ કપાવવા માટે ના પાડી અને કહ્યું કે એમને બહુજ તકલીફ પડશે. દુધ પીવાનું આસ્તે આસ્તે ઓછું થતું ગયું. તે એક બે મહીનામાં ફક્ત પાસેરજ પી શકાતું. એથી તબીયત બીલકુલ નબળી થઈ ગઈ, અને આખરે એમનો આત્મા ભરેલી વાડી મુકી સંવત્ ૧૯૮૬ ના ચૈત્ર વદ ૨ ને મંગળવારે વીલેપારલે અમારા રહેવાના મકાનમાંથી રવાના થયો.

**હિંદુસ્તાનની મારી મુસાફરી**—મારી પચીસથી સતાવીસ વર્ષની ઊંમરે મારાં માતુશ્રીને લઈને હું ઊત્તરની બધી જાત્રાઓ કરી આવ્યો હતો. પછી પચાસ વરસની ઊંમરે મારી તબીયત નબળી હોવાથી હું તથા મારા ડાહ્યાભાઈ બન્ને હવાફેર કરવા મથુરા ગયા. પંદર દિવસ ત્યાં રહીને ત્યાંથી દીલ્હી થોડા દિવસ રહી, પછી હરદ્વાર ગયા ત્યાં પંદર દિવસ રહ્યા પછી હું મુંબઈ પાછો આવ્યો ને ડાહ્યાભાઈ ચાર છ મહીના પછી આવ્યા. મારી પાંસેઠ વરસની ઊંમરે મારા સૌથી નાના દીકરા જયંતીલાલ તથા તેમની પત્ની જેકોરબેન તથા એમનાં બે છોકરાઓ અને ભટ તથા નોકરને લઈને બેંગલોર, મૈસોર, ઊતાકામંડ, રામેશ્વર, મદુરા, શ્રીરંગ-પટમ, શ્રીરંગબાલાજી, વીગેરે દક્ષિણનાં તીર્થો કરી મદ્રાસ આવ્યાં.

રસ્તામાં દક્ષિણ હૈદરાબાદ પણ જોયું, માયસોરમાં વંદ્રાવન જ્યાં પાણીના કુવારાની અંદર રંગીન બત્તીઓવાળા બગીચા જેવું, બહુજ જોવા લાયક સ્થળ છે. રસ્તામાં જ્યાં જ્યાં જોવા જેવી જગ્યા હોય તે જોતાં મદ્રાસમાં ચાર પાંચ દિવસ રહી અમો કોકોનાડા, જગન્નાથપુરી, કલકત્તા, બનારસ, અલ્હાબાદ, હરદ્વાર, વીગેરે સ્થળોએ ફર્યાં. અમારો વિચાર કાશ્મીર જવાનો હતો, પણ હરદ્વારમાં જેકોરબેનને ટાઈફોડ તાવ આવ્યો એટલે અમો મુંબઈ આવ્યાં. દીલ્હી, આગ્રા, મથુરા, તથા કાશ્મીર જવાનું રહી ગયું.

પાંસઠથી સીત્તેર વરસની અંદર પંચગીની, મહાબળેશ્વર, પુના, માથેરાન, લાનોલા અને દેવલાલી વીગેરે સ્થળો જોયાં. સીત્તેર વરસની ઊંમરે હું જેકોરબેન, નીલાબેન તથા માણેકલાલની દીકરી લીલીને તથા જગજીવનના દીકરા ઠાકોરને લઈ ઊત્તરમાં જવા નીકળ્યો. અહીંથી પારડી ત્યાંથી ચીખલી, ઊનાઇ, નૌસારી, સુરત, અમદાવાદ તથા માઊન્ટ આબુ અને આબુમાં અંબાજીમાતાની જાત્રા કરી. આબુમાં દેલવાડાના દહેરાં જોયાં આગળ જવાની ઇચ્છા હતી. પણ લડાઈના કારણે અને રેલ્વેમાં ઘણીજ ભીડને લઇને આબુથી અઢાર દિવસે પાછાં મુંબઈ આવ્યાં. મેં પહેલાં દીલ્હી, આગ્રા વીગેરેની કારીગરી જોયેલી પણ દેલવાડાના દહેરાની કારીગરી મને તેનાથી ઊત્તમ લાગી.

---

# મુંબઈમાં પ્લેગ

એક વખત મુંબઈમાં પ્લેગ ચાલતો હતો તે વખતે અમો મુંબઈ છોડી પારડી ગયા. ત્યાં પણ પ્લેગ ચાલતો હતો. ત્યાના લોકો સ્મશાન કાંઠે ઘાંસના છાપરાં બાંધી રહેતા હતા. અમો થોડા વખતમાં પાછા મુંબઈ આવ્યા. પણ મુંબઈમાં પ્લેગ ચાલતો હોવાથી અમો અંધેરીમાં ઘાસના છાપરાં બાંધીને રહ્યા.

અંધેરીમાં અંબારામભાઈ પણ પોતાનું ઘાસનું છાપરૂં બાંધીને રહેતા હતા. થોડા દીવસ પછી અંબારામભાઈને પ્લેગની બીમારી થઈ તેમણે મને બોલાવીને કહ્યું કે "મુંબઈમાં ફુટપાથ પર ચાલતા કેળાની છાલ ઉપર મારો પગ પડ્યો અને હું લપસી ગયો. મને જાંગ ઊપર દુખાવો થાય છે અને તાવ જેવું લાગે છે." મને તરત જ વહેમ ગયો કે આ લપસી જવાનું પરિણામ નથી, પણ પ્લેગ હોવો જોઈએ. મે કહ્યું કે "હું ડોકટર બોલાવી તપાસ કરાવું છઊં." મેં મુંબઈ માણુસ મોકલ્યો. ડોકટર આવે ત્યાં સુધીમાં તો તાવ ઘણો વધી ગયો અને બેશુદ્ધિ થઈ લવારો કરવા માંડ્યા. ડોકટરે આવી તપાસીને કહ્યું કે "એમને પ્લેગ છે. અમે દવા શરૂ કરી વલસાડથી એમના કુટુંબીઓને બોલાવ્યા." અમે તેમની બનતી સારવાર કરી પણ સાત આઠ દીવસમાં તેમણે દેહ છોડયો.

પ્લેગને લઈ અમારા નાતીલા કોઈ ગોરેગામ, કોઈ મલાડ રહેતા હતા તેમને બોલાવ્યા અંબારામભાઈના શબને અગ્નિસંસ્કાર કર્યો અને હજુ અડધી લાશ બળી હતી ત્યાં સ્મશાને મારા પિતાશ્રી આવ્યા. એમને પણ મેં દેશમાં કાગળ લખ્યો હતો. પિતાશ્રીને જોઈને મારૂં હૈયું ભરાઈ આવ્યું, કારણ સામે અંબારામભાઈની લાશ બળતી હતી.

હું મારા પિતાશ્રીને ભેટી પડ્યો. અને દસેક મીનીટ પછી મેં મારા પિતાશ્રીને કહ્યું કે "તમો અહીં બેસો. હું ઘેર જાઉ છઊં" કારણ કે અંબારામભાઈના કુટુંબીઓ તથા કેટલાક આવનારાઓ માટે રસોઈ કરવાની હતી. ત્યારે રાતના આઠ વાગ્યા હશે, રાત અંધારી હતી, હું મારા છાપરે જવા નીકળ્યો પણ રસ્તો ભુલ્યો અને બીજાઓના છાપરા પાસે બુમ મારી કે ઘરમાં કોઈ છે કે ?

એ છાપરાઓમાં અવાર નવાર ચોરી થતી હતી. અને ચોર-ધારી ત્યાંના લોકોએ ચોર ચોરની બુમ પાડી, મને પકડી લીધો. મેં શાન્તિથી કહ્યું કે મને પકડી રાખજો પણ મારતા નહી. ખરો ખુલાસો કરતાં અને મારા માથા પર અબીલ ગુલાલ જોઈ તેમને ખાત્રી થઈ. અને તેઓ ફાનસ લઈ મારા છાપરા સુધી મને મૂકી ગયા. એ જ સમયમાં અમારા મિત્ર દુર્લભદાસ લક્ષ્મીદાસ દાદરમાં રહેતા હતા. તેમની સાથે તેમના બે ભત્રીજા નામે જમનાદાસ તથા મકનદાસ રહેતા હતા. મકનદાસને પ્લેગ થયો અને ગુજરી ગયો. અમે શબની અગ્નિ ક્રિયા કરી સ્મશાનથી ઘેર પાછા આવ્યા. ત્યાં તો બીજા છોકરાને પણ પ્લેગ થયો. મને એ છોકરાની ધાસ્તી લાગી અને એને અંધેરી મારે છાપરે લઈ ગયો. એનું નામ જમનાદાસ હતું. એનું આખું કુટુંબ પણ સાથે અંધેરી આવ્યું. અને એમના બીજા કુટુંબીઓને પણ કાગળ લખી નવસારીથી બોલાવ્યા. તેઓ આઠથી દસ માણસો–દસથી બાર દીવસ મારે ત્યાં રહ્યા. મારી સાથે તે વખતે એક બીજું કુટુંબ પણ રહેતું હતું. તેમણે તથા મારા કારીગરોએ કહ્યું કે, પ્લેગનો કેસ ઘરમાં લાવ્યા તે ઠીક કર્યું નથી. મેં કહ્યું કે, જે બન્યું તે બન્યું. તે કાંઈ કાઢી મુકાય નહી.

અને આફત વખતે મદદ કરવી એ આપણો ધર્મ છે માવજત કરતાં છોકરો સારો થયો. પ્લેગની ગાંઠ પાકીને ફુટી ગઈ. પણ સ્હેજ તાવ રહેતો હતો. હવે એ અરસામાં પાલગઢ સ્ટેશનમાં કવારન્ટાઈન હતું. ત્યાં ડોકટરી તપાસ થતી અને તાવ જેવું લાગે તો ઊતારી પાડતા. ૮–૧૦ દીવસ કવારેનટાઈનમાં (ત્યાં છાપરામાં) અટકાવી રાખી છુટા કરતા. એના સગાવહાલાને બારોબાર નવસારી લઈ જવો હતો. એટલે અમોએ અહીંથી પાલગઢના આગલા સ્ટેશનની ટીકીટ લીધી હતી. અને સાત આઠ માણસો સાથે હતા. ત્યાંથી અમે બે ગાડાં કર્યાં. અને પાલગઢ વટાવી આગલે સ્ટેશને જવાની ગોઠવણ કરી. અમે સાથે ખાવાનું લઈ ગયા હતા. એક ગાડીમાં બીમાર છોકરો અને ત્રણ માણસો અને સાથે ખાવાનું મુકયું. બીજી ગાડીમાં હું અને નવસારીવાળા ગંગારામ પીતાંબર બન્ને સાથે બેઠા. પાલગઢ આવતાં આગલી ગાડીના બળદો થાકી ગયા એટલે અમો ગાડીમાંથી ઊતરી પડ્યા અને એ ગાડીમાંના માણસોને ઊતારી અમારી ગાડીમાં બેસાર્યા. અમે બંનેએ તપાસ કરી

પણ કયાંય ભાડાનું ગાડું મળ્યું નહી. ગાડું શોધતાં વખત લાગ્યો તેથી અમો ટ્રેઈન ચુકી ગયા, પણ જેની બીક હતી તે છોકરો તથા તેના સાથેનાં માણુસોને ટ્રેઇન મળતાં રવાના થઈ ચુકયા હતા.

ખાવાનું તે લોકો સાથે હતું અને રાત પડી હતી. અંધારૂં થયું હતું. વીસીમાં પણ ખાવાનું મળે નહીં. રાતના ખાવું શું એ વિચારે ઉદાસ ચેહરે ઊભા હતા. ત્યાં કોઈ એક બાઈ આવ્યાં અને તેમણે મને પુછયું કે "ભાઈ તમે અહીં કયાંથી ?" મેં કહ્યું બેન હું તમોને ઓળખતો નથી. તે બાઈએ કહ્યું કે ભાઈ હું તમોને અને તમારી પત્નીને બન્નેને ઓળખું છઊ. તેમણે ઓળખાણ આપી પછી મેં વીતેલી વાત કરી અને કહ્યું કે વાસણ આપો તો સીધું લાવી રાંધી ખાઈએ. તેના ભાઈની ત્યાં નજીક જ દુકાન હતી ત્યાંથી લોટ લઈ રોટલી બનાવી અને બાઈપાસેથી દુધ મળ્યું. તેની ચા બનાવી મેં એકલાએ ચા અને રોટલી ખાધી, પણ પેલાભાઈએ પોતાની રોટલી પાસે પડેલા ખાટલાના પાયા સાથે બાંધી અને પેલી બાઈના ભાઈ સાથે પોતાની છાંટોપાણી લેવાની ટેવને લઈ છાંટો પાણી લેવા ગયા. ત્યાંથી આવ્યા ત્યારે ખાટલે બાંધેલી રોટલી કુતરો ખાઈ ગયો હતો. તેથી બીચારા ચા પીને સુઈ ગયા. રાતના બાર વાગે બોઈસરથી ટ્રેઇનમાં બેઠા અને સવારે પારડી પહોંચ્યા. જમી ખાઈને પેલા ભાઈ નવસારી પોતાને ઘેર ગયા. હવે આગલે દીવસે જે બેનની મુલાકાત થઈ હતી તેને વિષે થોડુંક લખું છઊં. જ્યારે એ બેન અમેને મળ્યાં ત્યારે ઘણાં ઉદાસ હતાં મે પુછયું "બહેન તમે આમ ઉદાસ કેમ લાગો છો ?" તેણે કહ્યું કે આજે જ સવારે મારો પુત્ર ગુજરી ગયો. આવા અપાર દુખમાં તથા ભોજાઈના રાજ્યમાં આ બહેને પોતાના બીજા છોકરાના પીવાના દુધમાંથી અમોને નવટાંક દુધની મદદ કરી, તે ઉદારતા માટે વાંચકો વિચારશે. એ પ્લેગના વખતમાં હોલી ચકલામાં રામજી ચતુરવાળું મકાન રીપેર થવાનું હતું એટલે ઘર ખાલી કરી અમો સામજી લધાના મકાનમાં રહેવા ગયા. તે વખતે દુર્લભ લખમીદાસ બજાર ગેટ પર રહેતા હતા અને એમના ભાઈ ભગવાન લક્ષ્મીદાસ મારે ત્યાં જમતા હતા. ભગવાનભાઈને ઓચીંતો પ્લેગ થયો અને તેઓ સાત આઠ દીવસમાં મારે ઘેર ગુજરી ગયા. તે અરસામાં તેમની સારવાર તેમના ભાઈ દુર્લભ લક્ષ્મીદાસ કરતા, પણ

પોતાને ઘેર લઈ જવાની હીંમત અગર ઇચ્છા બતાવી નહી તેમ મેં પણુ એ વિષે કાંઈ કહ્યું નહી. અમારી ન્યાતમાં મુંબઈમાં જ્યારે જ્યારે પ્લેગના કેસો થતા ત્યારે હુ અને દુર્લભભાઈ સારવાર માટે ત્યાં પહોંચી જતા ને કેટલેક ઘેર ઊજાગરાઓ પણુ કરતા હતા.

## ન્યાત સાથનો બનાવ

એક પ્રસંગ એવો બન્યો કે મુંબઈમાં મારાં બ્હેનનો દીકરો પ્લેગમાં ગુજરી ગયો. તેની ઉત્તર ક્રિયા અમોએ મુંબઈમાં જ કરી. તે વખતે ઉત્તર ક્રિયા મુંબઈમાં ન કરવી એવું ખાસ બંધારણુ નહોતું, પણુ તે વખતે જે છોકરો ગુજરી ગયો તેની વહુના પીયરીઆને મુંબઇ સુધી આવવું પડ્યું અને પાંચ સાત જણુનું ગાડી ભાડું વીગેરે ખર્ચ થયો. તેથી પાંચ ગામના આગેવાનોએ એકઠા થઈ એવો ઠરાવ કર્યો કે હવેથી કોઈ પણુ માણુસ મુંબઈ અગર પુનામાં મરણુ ક્રિયા કે લગ્ન ક્રિયા કરે તો ગુનેગાર ગણુાય અને પારડી વલસાડ ગણુદેવી ચીખલી નૌસારી કે દમણુ વીગેરે ગામમાં કોઈ પણુ પ્રસંગ હોય તો મુંબઈવાળાએ દરેક જણે જવું પડતું. એ લોકો બચાવ કરતા કે મુંબઈવાળાતો પૈસા કમાય છે અને પૈસા ખરચે તો એમને શું વાંધો છે ? આ દલીલો સાવ ખોટી હતી. પાછળથી અમોએ એમને ખરી વાત સમજાવવાથી લાંબે વખતે સમજીને તે કાયદો રદ કર્યો.

સને ૧૯૧૬–૧૭ માં મુંબઈમાં ક્ષત્રિય મિત્ર મંડળ સ્થપાયું અને મને તેનો ખજાનચી નીમવામાં આવ્યો. હું સુખી અને મારા ઘરમાં પહેલેથી માંસ મદીરા લગ્નમાં વાપરતો નહી. તેમજ બીજાને પણુ નહી વાપરવા માટે સમજાવતો. તેથી કેટલાકો મારી અદેખાઈ કરતાં. તે વખતે ગાયકવાડ સરકારે જ્ઞાતિ સંબંધી એક નવો કાયદો કર્યો અને ક્ષત્રિય કોમ અને વડોદરા સરકારનો નવો ન્યાત કાયદો તે વિષે ચી. પીતાંબર-ભાઈએ નવસારી પત્રિકામાં નીચેનો લેખ લખ્યો.

"જ્યારથી વડોદરાની સરકારે જ્ઞાતિ માટે નવા કાયદાઓ દાખલ કરવાને હીલચાલ કરી છે, ત્યારથી તે કાયદા ઉપર ઘણી જ ટીકાઓ થઈ છે. કોઈ તેની તરફેણુમાં લખે છે, જ્યારે ઘણાએક તેની સામે લખે છે. જેઓ તેની સામે લખે છે તેઓએ ખરેખર ક્ષત્રિય કોમની સ્થિતિ તેમ જ પંચના બંધારણુ વિષે કાંઈ પણુ ધ્યાન દીધું હોય એવું લાગતું

નથી. કારણુ કે જો તેઓએ એમ કીધું હોય તો નક્કી તેઓ કબૂલ કરશે કે તે કાયદાઓ એકંદરે ક્ષત્રિય કોમ માટે એક આશીર્વાદ રૂપે થઈ પડશે. ક્ષત્રિય કોમમાં સુધારાનો પવન હાલ વહેવા લાગ્યો છે; પરંતુ જ્ઞાતિ આગેવાનો જુના વીચારોને અને જુની રૂઢીઓને તેમ જ જુના કાયદાઓને હઠીલાઈથી પકડી રહ્યા છે ને સુધારકોના રાક્ષસી પ્રયાસો છતાં પણ સુધારા સામે એક શંકાશીલ દૃષ્ટિથી જુવે છે. વીસમી સદી જે સુધારાની સદી તરીકે લેખાય છે. તેના આવવા સાથે એમની રૂઢીઓ તથા કાયદાઓ ક્ષત્રિય સુધારકોને હલાહલ વિષથી પણ કડવા થઈ પડ્યા છે. પણ તે બાપડાઓ શું કરી શકે ? આ સેવક પણ એક સુધારક છે અને એની કલમ આ લેખ લખતાં ધ્રુજે છે. નથી પ્રજાને કાયદાઓના બંધારણમાં કંઈ પણ અવાજ અથવા તો નથી તેઓ એવા કાયદાઓના જુલમ સામે કંઈ પણ કરી શકતા. જ્યારે એવી શોચનીય સ્થિતિ ક્ષત્રિય કોમની અને ખાસ કરીને સુધારકોની થઈ પડી છે, ત્યારે કોણ કહેશે કે વડોદરા સરકારના નવા કાયદાઓ ક્ષત્રિયો માટે લાભ કર્તા નથી. જો આવીને આવી સ્થિતિ રહેશે. જો પ્રજા એ ક્ષત્રિય કોમના જુલમી કાયદાઓ તળે રીબાતી રહેશે. જો પ્રજા એ ક્ષત્રિય સુધારકોનો અવાજ એક તરફથી સાંભળશે, અને બીજે કાનેથી નીકળી જશે, જો જ્ઞાતિ આગેવાનો જુના વીચારોને પકડી રાખશે, તો ખરેખર ક્ષત્રિય કોમની જાહોજલાલીનો સૂર્ય ઊગતાં યુગના યુગ વહી જશે.

માટે એ નવા કાયદાઓની અસર જો કે એ ન્યાતિ આગેવાનો પર ગમે તેવી હોય તો પણ ક્ષત્રિય પ્રજા પર તે એક આશીર્વાદ તરીકે થઈ પડશે.

અને તેના માટે અમો વડોદરા સરકારનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અમો આશા રાખીશું કે, ઠરાવેલી મુદત પછી એ કાયદાઓ અમલમાં મુકાય અને સુધારો સુધારાની જગ્યા લેવાને શક્તિમાન થાય.

**પીતાંબર મોહનલાલ,**
નંબર ૧૦ હોળીચકલો,
રામજી ચતુરના ઘરમાં
કોટ, મુંબઈ.

નવસારી પત્રિકામાં, ૨૯-૪-૧૯૧૭.

## ઊપલાં લખાણનું પરિણામ

એજ વખતમાં ગણદેવી મુકામે કોઇના લગ્નનો પ્રસંગ હતો. ત્યાં પાંચે ગામના એક એક બબે આગેવાનો હતા. ઊપલું નવસારી પત્રિકા-વાળું લખાણ ત્યાં વંચાયું. તેનો ગમે તે અર્થ કર્યો હોય પણ અમોને રાક્ષસ કહ્યા એવું તોહમત મુકી મારી ગેરહાજરીમાં મને ન્યાત બહાર મુકયો. હું લગ્ન અને મરણ વખતે માંસ મદિરા ન વાપરતો તે ઘણા ટાઇમથી કોઈ કોઇને સાલતું હતું. એવા આગલા કેટલાક કારણે મને ન્યાત બહાર કરવામાં એ લોકોને રસ ચઢ્યો, પણ કેટલાક મારા પક્ષના હતા. તેઓએ તરત મને કાગળથી ખબર આપી. હું વિચારમાં પડ્યો કે આ શું ? પાછળથી કેટલાક કારણસર ગણદેવી અને ચીખલી વાળાએ મારો પક્ષ લીધો ને પાંચ ગામમાં બે તડ થયાં. થોડા દીવસે ખરી વાત સમજાવાથી તડ મટ્યાં.

## સુરત સાથે કન્યા વ્યવહાર

મારી સમજણ પ્રમાણે સુરત અને અમારા પાંચ ગામ સાથે કન્યા આપવા લેવાનો વહેવાર હોવો જોઈએ, પણ પાછળથી કંઈ કારણ સર અમારા પાંચ ગામવાળા સુરતમાં પંચનો દંડ આપીને કન્યા લાવતા હતા. અને પાછળથી સુરતવાળાએ દંડ આપવા છતાં કન્યા આપવાની બંધ કરી એમ મારા સાંભળવામાં આવ્યું. પણ મારે મોટા છોકરાની એક છોકરીને સુરત આપવાનો વીચાર હતો. અને મેં છોકરી આપી એટલે અમારા પાંચ ગામમાં મારા આ કામ માટે ઊહાપોહ થયો. આ પછી થોડા ટાઇમે કાંઈક કારણસર ગણદેવીમાં પાંચ ગામ મળ્યાં. દર વખતે પાંચ ગામ લખું છઊં પણ ખરી રીતે છ ગામ છે. નવસારી, ગણદેવી, ચીખલી, વલસાડ, પારડી અને દમણ અને તે વખતે ગણદેવી મુકામે એવો ઠરાવ પંચે કર્યો કે જો કોઈ માણસ પાંચ ગામ બહાર છોકરી આપે તો પંચે રૂ. ૨૦૦૦) બે હજાર દંડ લેવો. આ ઠરાવ થવા આગળ ઊપલો ઠરાવ અમલમાં નહી હોવાથી ઊપલી વાતનો કાયદો મને લાગુ પડ્યો નહી. પણ મારે મારા નાનાભાઈની છોકરી સુરત આપવાનો પ્રસંગ આવે, જેથી ન્યાતની સામે જઈ કડવાસ ઊભી કરવા કરતાં હું પાંચે ગામની જુદી જુદી પંચને મલ્યો અને રૂ. ૨૦૦૦) બે

હજારના દંડના કાયદાની મુશ્કેલી સમજાવી અને તે લોકોને ધ્યાનમાં બેસાડ્યું, જે તમો બીજે ગામ છોકરી લેવા જશો તો તમારે પણ રૂ. ૨૦૦૦ બે હજાર દંડ આપવો પડશે. તો મને કહે કે તમો પાંચ ગામ મેળવીને અરજી કરો. મેં રૂ. ૧૦૧) આપી નવસારીમાં પાંચ ગામ મેળવ્યાં અને એવો ઠરાવ કરાવ્યો. જો વિવાહની કન્યા પાંચ ગામ બહાર આપે તો રૂ. ૧૨૫) એકસો પચીસ દંડ લેવો અને જો નાત્રાની કન્યા પાંચ ગામ બહાર આપે તો તેમના પાસેથી રૂ. ૫૦૧) પાનસો એક રૂપીઆ દંડ લેવો. એ પ્રમાણે ઠરાવ કરાવી કન્યા આપવી શરૂ કરી. મેં પણ મારા ભાઈની છોકરી સુરત આપી. હવે તે વખતે અમારા પાંચ ગામવાળાને તેમજ સુરતવાળાને સમજાવી ઓછા દંડથી કન્યા લેતી દેતી કરવા સમજાવ્યું. પણ એ બાબતમાં મારે બે–ત્રણ વખત સુરત તેમજ બે–ત્રણ વખત પાંચ ગામ જવું પડ્યું. પણ જ્યાં સુરતથી મારા મિત્રનો કાગળ આવ્યો કે અમારાં બધાં ગામ અમુક દિવસે મળવાનાં છે માટે તમારા ગામના બબે આગેવાનો લઇને આવો. એક બે ગામના આગેવાનો આવવા તૈયાર થયા, પણ એક ગામમાં કાંઈ ખટપટને લીધે તડ પડવા જેવું હતું. એટલે તે ગામના આગેવાનોએ ના પાડી. એટલે બીજે ગામ પુછવાનું માંડીવાળ્યું કારણ કે એક ગામ છોડીને જઈએ તો કામ થાય તેમ નહતું. માટે એક કામ અધુરૂં રહેલું કોઈ કાળે કોઈ ઈશ્વરનો લાલ કરશે તો વાડો મોટો થશે.

## ડેફેમેસનનો કેસ

કેટલાક મુંબઈવાળાએ પત્રિકાઓ કાઢવાનું શરૂ કરેલ, તેમાં મારા માટે તેઓ અદેખાઈ કરવા લાગ્યા. એ વિઘ્નસંતોષીઓએ એ ચોપાનીઆમાં કેટલાંક ખોટાં લખાણો લખી મને હલકો પાડવાની કોશિસ કરી. મેં તેઓને ઘણા સમજાવ્યા પણ તેની છાપ ઊંધી પડી. આખરે મારે ઇંદ્રવદન મહેતા માજીસ્ટ્રેટની કોર્ટમાં ડેફેમેસનનો કેસ માંડવો પડ્યો. મારા વકીલ મી. છગનલાલ નરસીલાલ કાનુગાએ મારો કેસ બહુજ સારી રીતે સમજાવ્યો. તેઓ સાથે પણ મારે ૪૦ વરસનો સંબંધ હતો.

માજીસ્ટ્રેટ સાહેબે સામા પક્ષને ઘણું કહ્યું કે "તમો માફી માગી લ્યો," પણ તેઓ સમજ્યા નહી. આખરે કેસ બે વર્ષ ચાલ્યા પછી એ લોકોએ

કોર્ટમાં માફી માગી. આ કેસ ચાલતો હતો તે વખતે શેઠ મણીલાલ અને ખેર કું. માંના શેઠ અંબાલાલ સોલીસીટર પાસે દરેક વખતે સલાહ લીધી હતી. એઓ સાથે પણ મારે જુની ઓળખ હતી. આ બાબત સંવત ૧૯૯૬–૯૭ ના ક્ષત્રિય મિત્ર મંડળ મુંબઈના રીપોર્ટમાં છે.

## અજાણ્યાએ બચાવ્યો

ડી. મોહનલાલ કુંપની જ્યારે જકરીયા મસ્જીદ પર હતી ત્યારે એક પ્રસંગ એવો બન્યો કે હમારી દુકાનની આજુબાજુમાં એક ઘોડા ગાડીની અડફટમાં હુ આવી ગયો. મારો પગ ચાલતી ગાડીના પૈડાના આરામાં આવી ગયો. સામે એક મુસલમાનની દુકાન હતી. તેનો એક નોકર ચહા પીતો હતો. તે ચા પીવી અધુરી મુકી પ્યાલો ફેંકી દઈ ઊતરી પડ્યો, અને ઘોડાને નાથથી પકડ્યો. આથી ગાડી ચાલતી અટકી ગઈ. પગની ચામડી કયાંક કયાંક છોલાઈ પરંતુ કશી વધુ આંચ ન આવી. તે વખતે મારી સારવાર ડોકટર જમસેદ માણેકશા પાસે કરાવી. માણેકશાના સાથે મારે ત્રીશ વરસની ઓળખાણ છે, એઓ અસલ વલસાડના છે.

મેં પેલા નોકરને ( મને બચાવનારને ) ૪ તોલા સોનું આપ્યું.

## અનાથ છોકરાઓને ઓર્ફનેજમાં રાખ્યા

અમારી ન્યાતમાં એક બીજો બનાવ એ બન્યો હતો કે પ્રાણજીવણભાઈ ઘેલાભાઈ તથા તેમના બીજા એક ભાઈ હતા. તેનાં માબાપ ગુજરી જવાથી અનાથ થયા. તેઓ દુર્લભ લક્ષ્મીદાસના ભાણેજ થતા હતા અને તેઓને ત્યાં ઊતરતા હતા. તે બંને છોકરાને ધી લેડી નોર્થકોટ હીંદુ ઓર્ફનેજમાં મીસ્ટર સોરાબજી ફરામજી બીલીમોરીયા જે. પી. ની સહીથી મુકવામાં આવ્યા. ત્યારે ગામમાં એમ વાતો ચાલી કે ઘરમાં ઊછેરવાને બદલે ત્યાં કેમ મુકયા એટલે કે દુર્લભ લક્ષ્મીદાસની વિરૂદ્ધ બોલવા લાગ્યા. જ્ઞાતિમાં ભારે ઊહાપોહ થયો પણ તેની આગળ હમારી કોમમાં જેમનાં માબાપ ગુજરી જવાથી ક્રીશ્ચીયન ઓરફનેજમાં ગયા હતા, તો હીંદુ ઓરફનેજ શું ખોટું ? એમ સમજાવવાથી ઊહાપોહ ધીમે ધીમે શાંત થયો.

## એક વિધવાને મદદ

અમારી જ્ઞાતિની એક બાઈ વિધવા થઈ. તેના કુટુંબી તથા કેટલાક બહારનાઓએ કહ્યું કે આપણી જ્ઞાતિમાં વિધવા બાઇને ધણીની મીલ્કત ઉપર કંઈ હક્ક નથી, એવી ધમકી આપી હતી. આ વાતની જાણ થતાં મેં એ બાઇને પાવર અપાવી, એની થતી મીલ્કત સુપ્રત કરાવી.

## બીજો દાખલો

છીબા દુર્લભની દુકાન વખતે એક જાણવા જોગ પ્રસંગ બંન્યો હતો. નવસારીના ક્ષત્રિય નારણ સામદાસ આફ્રિકાથી આવતા હતા. એમનું સ્ટીમરમાં અકસ્માત મૃત્યુ થયું. એમની સાથેના બીજા ઊતારૂઓ પાસેથી મને ખબર પડી કે એમની પાસે રૂપીઆ બસોએક હતા, તે ત્યાંની પોલીસ પાસે છે. આ વાત સાંભળતાં જ મે જાતે જ માધવજી એન્ડ કું. સોલીસીટરની મદદ મેળવી. એમની સાથે મારે સારો સંબંધ હતો. એમની મહેનતથી નારણદાસના રૂપીઆ એમની પત્નીને અપાવ્યા. આ બદલમાં શેઠ માધવજીએ એકપાઈ પણ લીધી નહી, કારણ કે કુટુંબ ગરીબ હતું. તેમજ માધવજી શેઠે અમારી કોમના ગરીબ માણસોનાં એક બે કામ વગર પૈસે કરેલાં. એમનો ઉપકાર ઘણો કહેવાય.

મારાથી પણ આગળ. એટલે આજથી એક સૈકો પહેલા અમારી જ્ઞાતીના એટલે કે, છગામના પારડી વલસાડ, ચીખલી, ગણદેવી દમણ અને નવસારી વીગેરેના કેટલાક માણસો ધધાર્થે મુંબઈ આવી વસ્યાં હતાં. કેટલાએ જ્ઞાતિ જનોએ પચાસ વરસથી આફ્રિકા વીગેરે પ્રદેશ ખેડેલા તેમાં પણ આફ્રીકા જવાની શરૂઆત ૫૦-૫૨ વર્ષ ઉપર નવસારીવાળા ભુલા મકન જે પોચા પાનવાળાને નામે ઓળખાતા તેમણે કરી હતી. તેઓ અમે ગણુબાના કુવા આગળ વકીલના ઘરમાં રહેતા હતા ત્યાંથી ગયા હતા. કિન્તુ હીંદમાં રહી વેપાર તો મારા જાણવા પ્રમાણે પહેલ વહેલા દમણના વતની મારા સાઢુ દયારામ પરસોતમેજ નાનો જેવો દક્ષિણ હૈદરાબાદમાં શરૂ કરેલો. જ્ઞાતીમાંથી બીજા કોઇએ પણ આગળ વધી સાહસ કર્યું હોય એમ મારા જાણવામાં આવ્યું નથી. એમના પછી લાલજી પરસોતમ તથા વીઠલ પરસોતમે વી લાલજીના નામથી બેંગલોરમાં દુકાન કરી. એમના પછી અમોએ વેપાર શરૂ

કર્યો. ત્યાર પછી કે અમારા પહેલાં દેવીદાસ કું. એ બેંગલોરમાં દુકાન ખોલી. અમારે અને દેવીદાસ કું. ને થોડું આગળ પાછળ હશે. આજે વેપારમાં અમારી જ્ઞાતિમાં દેવીદાસ કું. પહેલા નંબરે આવતી કું. છે. બીજા પણ ઘણા જ્ઞાતીજનો આફ્રિકામાં ધંધો કરે છે અને ઘણો સારો વેપાર ખેડે છે. તેઓમાંના કેટલાકો બહુ જ સુખી છે.

પારડી ગામમાં જ્યારે જ્યારે મને રહેવાનો પ્રસંગ આવતો ત્યારે ત્યારે મારા ધ્યાનમાં એક વાત આવતી ગઈ. અને તે એ કે ગામના પાદરે સ્મશાન કાંઠે ચોમાસા વખતે ભારે અડચણ પડતી. આ માટેની બનતી મહેનત કરવી રહી. આ અડચડ દૂર કરવા માટે સ્મશાને છાપરાની સગવડ કરવાની હતી. આમાં મેં બનતી મહેનત લઈ ફાળો કરાવ્યો. આજ ત્યાં પાકું સ્મશાન બંધાયું છે. પારલા અને પારડી હાઈસ્કુલને તેમ જ મુંબઈના ક્ષત્રીય મિત્રમંડળને યથાશકિત મદદ કરવા હું ચુકયો નથી.

## પિતાશ્રીના મૃત્યુનો પ્રસંગ

મારા પિતાશ્રીના મૃત્યુનો પ્રસંગ–લગભગ ૬૦ વર્ષની ઊમરે તેઓ પરલોકવાસી થયા. અંત કાળની એમને અગાઊથી ખબર પડી ગઈ હતી. પિતાશ્રીનું શરીર બગડ્યું એટલે ત્રણે ભાઈઓને બોલાવવાનો તાર પારડીથી મુંબઈ આવ્યો. અમે ત્રણે ભાઈઓ પારડી ગયા. હું મારાં પત્નીને મુંબઈ મુકી ગયો. મને તો મારા પિતાશ્રીની તબીયત સારી લાગી કારણ કે સાધારણ ફરતા હરતા હતા. મેં કહ્યું જે તમારી તબીયત ઠીક છે, અમોને બોલાવવાની જરૂર ન હતી. પિતાશ્રીએ કહ્યું કે મને ચૌદ દિવસ જાય તો જ સારૂં થાય. માટે તમારી પત્નીને બોલાવો. મેં મારાં પત્નીને તાર કરી બોલાવી લીધાં. મને તો મારા પિતાશ્રીની તબીયત દિવસે દિવસે સુધરતી લાગી. મેં પાછું ચાર છ દીવસે પુછયું જે હવે હું મુંબઈ જાઉં ? કારણ કે મારા કારીગરો કામ વગર બેસી રહેશે. મને કહ્યું જે મારી માંદગીના ચઊદ દીવસ પુરા થાય એટલે ખુશીથી જશો. અને મને આજ્ઞા કરી કે આપણી વાડીમાંથી લાકડાં કપાવીને તૈયાર રાખો તથા સામેની દુકાનેથી ખાપણ મંગાવી તૈયાર રાખો. મેં કહ્યું તમો આવું કેમ બોલો છો ? ત્યારે પિતાશ્રીએ કહ્યું જે વૃદ્ધ હોય તેમણે તો ખાપણ માથા નીચે રાખીને

સુવું જોઈએ. ત્યારબાદ અમને તથા મ્હારા બહેનને બોલાવી કહી દીધું કે આજ રાત્રે મારૂં શરીર છુટી જશે. મારી આંખો સ્થિર થઈ જશે. આંખો આગલ દીવો ધરસો તો પણ પલક પડશે નહીં. આ પછી એમણે મને થોડાક સીખામણના શબ્દો કહ્યા. એમનો આત્મા આ નશ્વર દેહ છોડી બારેક કલામાં પ્રભુધામમાં વીચરી ગયો. અને બધું જેમ પિતાશ્રીએ કહ્યું હતું તે જ પ્રમાણે થયું હતું.

મારા પિતાશ્રીના સ્વર્ગવાસ વખતે મારી ઉમ્મર નાની અને એ મણે ફોટો પડાવેલો નથી તેથી આમાં નથી આપી શકાયો.

## મારાં માતુશ્રી વિષે થોડુંક

મારાં માતુશ્રી આખા ભાતને પોતાને હાથે ખાંડી ચોખા કરતાં, તે જ ચોખા ખાતાં અને લોટ પણ હાથે જ દળતાં. પાણી પણ હાથે જ ભરતાં, તેથી સારી તંદુરસ્તી ભોગવતાં. મારાં માતુશ્રીને વર્ષ દીવસમાં એક રૂપીઆનું એક લુગડું એવા ત્રણ સાડલા અને અડધા ગજની એક એવી ત્રણ ચાર કાંચળી બસ થતાં. મારાં માતુશ્રી લગભગ એમની ૮૦ વર્ષની ઉમરે પરલોકવાસી થયાં હતાં. એમને પણ એમના અંત કાળની અગાઊથી ખબર પડી ગઈ હતી. અંતકાળ વખતે પોતાની બધી વહુઓને પાસે બોલાવી માતુશ્રીએ કહ્યું કે જેને જેને ચા પાવી હોય, તે આજ વખતે મને પાય દે, કારણ હવે આ જીવ ખોળીઆને છોડી જશે. આ વખતે મારાં માતુશ્રીએ પોતે—

" બોલમાં બોલમાં બોલમાં રે રાધાકૃષ્ણ વિના બીજુ બોલમાં " નું પદ રસભેર પોતે ગાયું હતું. માતુશ્રીના મુખમાં છેવટ સુધી રાધે રાધેના શબ્દો નીકળ્યા હતા. આ રીતે એમનો આત્મા પણ પ્રભુધામમાં ચિર સ્થાયી શાંતિ માટે વિદાય થયો. પ્રભુ મારા માતાપીતાને પોતાના સદનમાં સદાને માટે શાંતિ અર્પે એજ પ્રભુ પાસે મારી પ્રાર્થના છે.

મારાં માબાપ બીલકુલ ભણેલાં ન હતાં. છતાં મને જે જાતની શીખામણો આપી તે પરથી એમના ઉંચ વિચાર માટે વાંચનારે વિચાર કરવો.

# મારા કુટુંબની વહુઓની તથા પુત્રોની પત્નીઓની ઓળખાણ

(૧) માણેકલાલભાઈનાં પહેલાં સ્વ. પત્ની મંછાબ્હેન તે ગણદેવીના સ્વ. ડાહ્યાભાઈ લક્ષ્મણનાં દીકરી તે લલિતાનો જન્મ આપ્યા પછી બે વર્ષે ગુજરી ગયાં. એમનાં બીજાં પત્ની સ્વ. જસવંતીબ્હેન તે સુરતના નરભેરામ રણછોડદાસ કડીઆવાળાનાં દીકરી તેમને બે છોકરા અને એક છોકરી થયાં પણ તે બધાં ગુજરી ગયાં. ત્રીજાં પત્ની તે પારડીના સ્વ. જગજીવનદાસ લાલજીનાં પુત્રી ઇચ્છાબ્હેન.

(૨) પીતાંબરભાઈનાં પહેલાં સ્વ. પત્ની તે દમણના ગોકુલભાઈ કેસુરભાઈનાં પુત્રી હરકુંવરબાઈ તે અમારે ઘેર આવ્યા વગર સત્તર વર્ષની ઉમ્મરે ઇન્ફ્લ્યુએન્ઝામાં ગુજરી ગયાં.

બીજાં પત્ની તે નવસારીના સ્વ. દુર્લભભાઈ લક્ષ્મીદાસનાં દીકરી ભવાનીબ્હેન.

(૩) નરોત્તમભાઈનાં પહેલાં પત્ની ૧૦ વર્ષની ઉમ્મરે ગુજરી ગયેલાં તે વલસાડવાળા મંગળ મોરારની દીકરી. નરોત્તમભાઈનાં બીજાં પત્ની જસોદાબ્હેન તે વલસાડવાળા કલ્યાણ પુરુષોત્તમનાં દીકરી.

(૪) કાન્તિલાલભાઈ તેમનાં પહેલાં સ્વ. પત્ની તે પારડીવાળા જગજીવનદાસ લાલજીનાં દીકરી સરસ્વતીબ્હેન તે પુત્રી તારાને પાંચ વર્ષનાં મુકી ગુજરી ગયાં.

બીજાં પત્ની તે નેપાળના વતની અને સીકીમના દીવાન દલબહાદુરગિરિનાં પુત્રી નીલાબ્હેન.

(૫) જયન્તીલાલભાઈનાં પત્ની જેકોરબ્હેન તે નવસારીવાળા સ્વ. દુર્લભભાઈ લક્ષ્મીદાસનાં દીકરી.

# મારાં માતુશ્રીનાં પીયરની ઓળખાણ

મારાં માતુશ્રીના પિતાનું નામ નાગરભાઈ અને માતુશ્રીનું પાના બ્હેન. અને ભાઈ ( એટલે મારા મામા ) નું નામ વલ્લભભાઈ.

ડાહ્યાભાઈનાં પત્ની દેવીબ્હેન તે વલસાડવાળા સ્વ. છીબાભાઈ હીરાભાઈની પુત્રી.

જગજીવનભાઈનાં પત્ની કેસરબેન તે દમણવાળા સ્વ. જયરામભાઈ કેસુરની પુત્રી.

પ્રાણજીવનભાઈનાં પહેલાં પત્ની સ્વ. રતનબેન તે પારડીવાળા સ્વ. જીવણભાઈ રઘનાથભાઈનાં પુત્રી. બીજાં પત્ની હરકુંવરબ્હેન તે સુરતવાળા સ્વ. હરકીસનદાસ પ્રેમચંદ છતીયાવાળાનાં પુત્રી.

ચીમનલાલનાં પત્ની મણીબેન તે જીવણભાઈ ગોવિંદભાઈ કોલીઆ-વાળાનાં પુત્રી.

**જે મિત્રોના ફોટાઓ આ ચોપડીમાં મુકયા છે તેની ઓળખાણ.**

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી તે જામનગરના મૂળ વતની હાલ મુંબઈમાં ઝંડુ ફાર્મસીમાં ભાગીદાર છે.

મોતીરામભાઈ કલ્યાણભાઈ તે ગણદેવીના તેઓ મારા જૂના કારીગર તેમણે આજ સુધી મિત્રાચારી ટકાવી રાખી છે અને સુખી છે.

દેવચંદભાઈ ખુશાલભાઈ તે જૂના કારીગર પછી આફ્રિકા ગયા અને નવસારીમાં ધંધો કરી સુખી થયા તેઓએ પણ આજ સુધી મિત્રાચારી ટકાવી રાખી છે.

---

સુધારો—પૃ. ૨૦ પં. ૧૩માં ' ખાવું પીવુંને ' એ શબ્દો વાંચવા નહિ.

